

# सांख्य-कारिका.

ईश्वरकृष्णविरचिता.

सरस्वती भाषाटीका

— सहिताच

भाषांतर कर्ता

तथा

प्रकाशकः—

पंडित मोतीराम वेलजी

कच्छडोणवाला.

संवत १९९७ सन् १९४१



# सांख्य-कारिका.

ईश्वरकृष्णविरचिता.

सरस्वती भाषाटीका

— सहिताच —

भाषांतर कर्ता:-

तथा

प्रकाशक:-


## पंडित मोतीराम वेलजी

कच्छडोणवाला.



संवत १९९७ सन् १९४१

# ભુ....મિ....કા.

संख्यां प्रकुर्वते यस्मात् प्रकृतिं च प्रचक्षते ॥
तत्त्वानि च चतुर्विंशत् तेन सांख्यं प्रकीर्तितम् ॥

પ્રિય પાઠક વૃન્દ! આપણા ભારત વર્ષનું વિદ્યાધન ખરૂં જોતાં દર્શન શાસ્ત્ર છે. કારણ કે, તે દ્વારા મનુષ્ય ઐહિક તથા પરમાર્થિક શ્રેય સંપાદન કરી શકે છે. માટે દર્શન શાસ્ત્રથીજ મનુષ્ય શરીરાંતર્ગત કામ-ક્રોધાદિ શત્રુવર્ગ તેમજ બહાર દૃષ્ટિ ગોચર થતો નાસ્તિક સમૂહ ઉપર પ્રબલ યુક્તિઓ દ્વારા વિજય મેળવે છે દર્શન શાસ્ત્રની પ્રશંસા અનેક ગ્રંથોમાં મુકત કંઠે થયેલી જોવામાં આવે છે, તે અસ્થાનેતોનજકહેવાય :—

**દર્શન શાસ્ત્રના કર્તા કોણ?**

ન્યાયદર્શનના કર્તા મહર્ષિગૌતમ, અને વૈશેષિક દર્શનના નિર્માતાકણાદ મુનિ, સાંખ્યદર્શનના પ્રણેતા મહર્ષિકપિલદેવ યોગદર્શનના કર્તા મહર્ષિપતંજલિ, વેદાન્તદર્શનના કર્તા બ્રહ્મર્ષિ વેદ વ્યાસ, અને મીમાંસા દર્શનના રચયિતા મહર્ષિ જૈમિની મુનિ થયા.

**તેઓની વિચાર ધારા :—** ॥ ગૌતમ ॥

प्रमाण प्रमेय संशय प्रयोजन दृष्टान्त सिद्धान्तावयव तर्क निर्णय वादजल्प वितण्डाहेत्वाभासच्छल जाति निग्रहस्थानानां तत्वज्ञानान्निः—श्रेयसाधिगमः । ( " न्यायदर्शने " )

પ્રમાણ, પ્રમેય, સંશય, પ્રયોજન, દ્રષ્ટાન્ત, સિદ્ધાન્ત, અવયવ, તર્ક. નિર્ણય, વાદ, જલ્પ, વિતંડા, હેત્વાભાસ, છલ, જાતિ, અને નિગ્રહસ્થાન, આ સોળ પદાર્થોના તત્ત્વજ્ઞાનથી નિ:શ્રેયસ્ એટલે મોક્ષ પ્રાપ્તિ થાય છે. એમ "ન્યાય દર્શન"ના ભાષ્યકાર વાત્સ્યાયન મુનિએ ન્યાય શાસ્ત્રનું ઉપયોગિ લક્ષણ આવી રીતે કર્યું છે.

प्रदीपः सर्वविद्यानामुपायः सर्वकर्मणाम् ।
आश्रयः सर्वधर्माणां विद्योद्देशे प्रकीर्तिता ॥

સર્વ વિદ્યાના દીપક સર્વ કર્મોના ઉપાય, તથા સર્વ ધર્મોના આશ્રય રૂપ ન્યાય દર્શનનું સ્થાન વિદ્યાઓની ગણત્રીમાં મુખ્ય છે. કારણ કે, મહર્ષિ ગૌતમ કહે છે કે, પદાર્થોના જ્ઞાનથી ઈશ્વર પ્રાપ્તિ થાય છે; આમ તેઓ પોતાના ગ્રંથમાં જણાવે છે.

॥ કણાદ ॥

**धर्म विशेष प्रसूताद् द्रव्य गुण कर्म सामान्य विशेष समवायानां । पदार्थानां साधर्म्य वैधर्म्याभ्यां तत्त्वज्ञानान्निःश्रेयसम् ॥**

**( " वैशेषिक दर्शने " )**

દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ, અને સમવાય, આ છ પદાર્થોનું સાધર્મ્ય, (તુલ્યધર્મ) તથા વૈધર્મ્યનું જ્ઞાન થતાં મોક્ષ પ્રાપ્ત થાય છે. મહર્ષિ કણાદ પણ ન્યાય શાસ્ત્રના કર્તાની પેઠે પરમાણુવાદને સ્વીકારે છે. તેથી આ વૈશેષિક શાસ્ત્રને પણ ન્યાય શાસ્ત્ર નામે કહે છે.

॥ કપિલ ॥

**अथ त्रिविधदुःखात्यन्त निवृत्तिरत्यन्तपुरुषार्थः ।**

**" सांख्य सूत्रे "**

અથ ત્રિવિધ દુઃખની જે અત્યન્ત નિવૃત્તિ તે પુરૂષાર્થ છે. કારણ કે, કપિલ દેવ કહે છે કે, આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિ દૈવિક, આ ત્રણ દુઃખની નિવૃતિ પચીસ તત્વોના જ્ઞાનથી થાય છે. ત્યારબાદ પુરૂષાર્થ એટલે કૈવલ્યની પ્રાપ્તિ થાય છે. સંક્ષેપમાં તેઓ એમ જણાવે છે કે, "પ્રધાન તથા પુરૂષનો ભેદ જે જાણે છે તે સંસાર બંધનથી મુકત છે." એમ જાણવું.

॥ પતંજલિ ॥

**अथ योगानुशासनम्—( योग दर्शने )**

હવે યોગ શાસ્ત્રનો આરંભ કરવામાં આવે છે. આ સૂત્રથી શરૂઆત કરી ત્યાર બાદ ચિત્ત વૃત્તિઓનો નિરોધ કરવો તેને યોગ કહે છે. તે યોગના આઠ અંગો દ્વારા સમાધિનો લાભ એટલે ઈશ્વર પ્રાપ્તિનો ઉપાય મહર્ષિ પતંજલિ જણાવે છે. તથા સાંખ્ય શાસ્ત્રમાં

---

* કૈવલ્ય સ્વરૂપ **द्वयोरेकतरस्य वौदासीन्यमपवर्गः** પ્રકૃતિ તથા પુરૂષનું અથવા કેવલ પુરૂષનું ઉદાસીનપણું તે મોક્ષ કહેવાય છે. પોતાનું વિકાર યુકત પરિણામ પુરૂષને ન દેખાડવું એ પ્રકૃતિનું ઉદાસીનપણું પ્રકૃતિના સંબંધથી રહિત થવું એ પુરૂષનું ઔદાસ્ય છે.

જણાવેલા પચીસ તત્વોનો સ્વીકાર કરી વધારામાં પોતાના ગ્રંથમાં ઇશ્વર તત્ત્વને વિશેષમાં મૂકે છે. તેઓના મંતવ્યાનુસાર ઇશ્વર સ્વરૂપનું લક્ષણ નીચે બતાવ્યા મુજબ છે.—

" क्लेशकर्म विपाकाशयैरपरामृष्टःपुरुषविशेष ईश्वरः "

કલેશ, ( અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ, અને અભિનિવેશ ) કર્મ, ( શુકલ, અશુકલ કર્મ ) તેઓનું ફલ તથા વાસનાઓથી જેને ત્રણે કાળમાં-સ્પર્શ થતો નથી તે પુરૂષ વિશેષ ઇશ્વર છે. આ સૂત્રથી સિદ્ધ થાય છે કે, જીવ બંધનથી યુકત છે. અને ઇશ્વર નિરંતર બંધનથી મુકત છે. યોગ દર્શનના ભાષ્યકાર મહર્ષિ " વેદ-વ્યાસ " તેઓ પણ ઇશ્વરનું સ્વરૂપ આ પ્રમાણે નિર્દેશ કરે છે.—

तत्र तस्यैश्वर्यं साम्यातिशयविनिर्मुक्तं, न तावदैश्वर्य्यान्तरेण तदतिशय्यते, यदेवातिशयि स्यात् तदेव तत्स्यात् तस्माद् यत्र काष्ठा प्राप्तिरैश्वर्यस्य स ईश्वरः

જેના ઐશ્વર્યથી અન્ય કોઇનું ઐશ્વર્ય વધારે નથી. તેમજ તેની બરોબરી કરનાર પણ કોઇ નથી. જો અન્યનું ઐશ્વર્ય (મહીમા) તેનાથી વધારે હોય, તો તે પણ ઇશ્વર કહેવાય, તે માટે ઐશ્વર્યની પરાકાષ્ઠા ( સીમા ) છે. અર્થાત્ જેના ઐશ્વર્યથી અન્ય કોઈનું ઐશ્વર્ય વધારે નથી. એટલે કે જે સર્વાતિશયતાવાળો છે તે જ ઇશ્વર છે. અંતમાં તેઓ જણાવે છે કે, પુરૂષાર્થથી શૂન્ય થયેલા સત્વાદિ ગુણોનું લીન થવું એનું નામજ કૈવલ્ય એટલે મોક્ષ છે. અથવા પોતાના સ્વરૂપમાં અવસ્થિત થયલી જે ચિતિ શકિત (ચૈતન્ય પુરૂષ) તે કૈવલ્ય છે.

## ॥ વ્યાસદેવ ॥

વેદાન્તદર્શન બ્રહ્મ સિવાય અન્ય પદાર્થને સ્વીકારતું નથી. કારણ કે, વેદાન્તના સિધાન્ત મુજબ બ્રહ્મજ, નિત્ય, શુધ્ધ, બુધ્ધ, મુકત સ્વભાવ સ્વરૂપ, સર્વજ્ઞ અને સર્વ શકિતમાન તે બ્રહ્મ સત્ય વસ્તુ છે. બાકીના પદાર્થો માયિક છે. એટલે કે, સ્વપ્ન જેવા છે. તેમજ જગતની રચનામાં પણ તે અભિન્નનિમિત્તોપાદાન કારણનેજ સ્વીકારે છે. અને તત્ત્વજ્ઞાનથી મુકિત થાય છે. એમ કહે છે, તે ક્રમ આવી રીતનો છે સાધન ચતુષ્ટય ઉપરાંત બ્રહ્મજીજ્ઞાસા કરવી. તેથી બ્રહ્મના

* નિત્યાનિત્યવસ્તુ વિવેક, ઇહામુત્રાર્થ ફલભોગ વિરાગ શમદમાદિ સાધન સંપત્ । અને મુમુક્ષુત્વ । શમદમાદિ સાધન સંપત્ શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા । સમાધાન અને શ્રધ્ધા ।



પંડિત—

મોતીરામ વેલજી શર્મા.

સ્વરૂપને પ્રાપ્ત થવાય છે. સ્વરૂપ પ્રાપ્તિ થયા બાદ સંસારમાં મુક્તાત્મા આવતો નથી. આને અપુનરાવૃત્તિ કહે છે તેમજ ચેતન આત્મામાં પણ જે ભેદ દ્રષ્ટિગત થાય છે, તે ઉપાધિના યોગથી જણાય છે. ઉપાધિ રહિત આત્માને શુદ્ધ બ્રહ્મ કહે છે. માયાની ઉપાધિવાળા તે ઇશ્વર અને અવિદ્યાની ઉપાધિવાળાને સંસારી જીવ કહે છે. તે પોતાની ઉપાધિ વિરહના યોગે મુકત થવાથી બ્રહ્મ સ્વરૂપતાને પામે છે. સ્વામી શ્રી શંકરાચાર્યના શિષ્ય શ્રી સુરેશ્વરાચાર્ય સંક્ષેપમાં વેદાન્ત પ્રક્રિયા આવી રીતે જણાવે છે,——

जीवेशौ च विशुद्धात्मचिद् विभेदस्तु तयोर्द्वयोः
अविद्या तच्चितोर्योगः षडस्माकमनादयः ॥ १ ॥
कार्योपाधिरयं जीवः कारणोपाधिरीश्वरः
कार्यकारणतां हित्वा पूर्णबोधोऽवशिष्यते ॥ २ ॥

જીવ, ઇશ્વર, બ્રહ્મ, જીવ ઇશ્વરનો ભેદ, અને અવિદ્યા, તથા ચેતનનો યોગ, આ છ પદાર્થોને સ્વીકારી એટલે કે પાંચ પદાર્થો અનાદિ સાંત અને બ્રહ્મ અનાદિ અનંત છે. તાત્પર્ય એ છે કે બ્રહ્મજ એક સત્ય-વસ્તુ છે. બાકીના પદાર્થો વિન્ધ્યા પુત્રની માફક મિથ્યા જાણવા.

## मीमांसा दर्शन

આ દર્શનના કર્તા મહર્ષિ જૈમિનિ છે. તેઓ " अथातो धर्म जिज्ञासा " આ સૂત્રથી શરૂઆત કરી ગ્રંથ સમાપ્તિ પર્યન્ત વૈદિક કર્મકાંડનું પ્રતિપાદ કરે છે. અને ઇશ્વર સંબંધી આ દર્શનમાં ચર્ચા જોવામાં આવતી નથી. તેઓ ભારપૂર્વક જણાવે છે કે, વૈદિક કર્મો દ્વારા અધિકારી પુરૂષ ઉત્તમ લોકને મેળવી શકે છે. તથા સંપૂર્ણ વેદ મંત્રો પણ ક્રિયાકલાપનું પ્રતિપાદન કરે છે. જેમ કે—

" आम्नायस्य क्रियार्थत्वादानर्थक्यमतदर्थानाम् " (जै. सू.) અર્થાત્ વૈદિક મંત્રો ક્રિયા એટલે કર્મ પ્રતિપાદક હોવાથી તેઓનું સાર્થકપણું તેઓદ્વારા સિદ્ધ થાય છે. માટે પૂર્વોકત મહર્ષિ કર્મમાર્ગનેજ શ્રેયસ્કર માને છે. વાસ્તવિક રીતે જોતાં કર્મ બ્રહ્મ જ્ઞાનનું એક આવશ્યક અંગ મનાય છે. ॥ ઇતિ ॥

આરંભવાદ એટલે અસત્કાર્યવાદ, વિવર્તવાદ, અને સત્-કાર્યવાદ, આ વાદત્રયીમાં ગૌતમ મુનિએ અસત્કાર્યવાદનો સ્વીકાર કર્યો છે. " उत्पादव्ययदर्शनात् " ( गौतम सूत्रम् ) ન્યાયાચાર્ય ગૌતમ જણાવે છે કે, અમારા સિધાન્ત મુજબ કાર્ય પોતાની ઉત્પત્તિ પહેલાં કારણમાં હોતું નથી. કિંતુ કાર્યોત્પતિ થાય છે. આ નિયમ સંસારમાં જોવામાં આવે છે તથા પદાર્થોની ઉત્પત્તિ તથા નાશ પણ સંસારમાં થાય છે. જો કાર્ય ઉત્પત્તિથી પૂર્વે પોતાના કારણમાં કદાચિત વિદ્યમાન હોય તો, ઉત્પત્તિ કોની થઇ? અને જ્યારે કોઇ ઉત્પન્ન થયું નહિ તો નાશ કોનો થાય? પરંતુ ઉત્પત્તિ તથા નાશ બન્ને જોવામાં આવે છે. માટે સાંખ્યોકત સત્કાર્યવાદ અમોને ઇષ્ટ નથી, આવી રીતે અનેક તર્કો દ્વારા અસત્કાર્યવાદની તેઓ પુષ્ટિ કરે છે.

## " वि व र्त वा द "

આ વાદ વેદાન્ત સિદ્ધાન્તમાં પ્રસિદ્ધિને પામેલો છે. વેદા-ન્તિઓ ઉપાદાન કારણની સત્તાથી જુદી સત્તાવાળાને વિવૃર્તવાદ કહે છે જેમ કે દોરડીમાં સર્પ દેખાય છે ત્યાં દોરડીની વ્યાવહારિક સત્તા છે. અને તેમાં સર્પ પ્રાતિભાસિક સત્તાવાળો છે. કારણ કે, અંધકારને લીધેજ રજ્જુની ભિન્ન ભિન્ન રૂપે પ્રતીતિ થાય છે. બીજું દૃષ્ટાંત શુકિત ( છીપ ) માં રૂપાની પ્રતીતિ થાય છે. પરંતુ તે રૂપું નથી. આ વિચારને વિવર્તવાદ કહે છે. પરંતુ આ બન્ને વિચારોથી સાંખ્ય સિધ્ધાન્ત પૃથક્ છે. તે સત્કાર્યવાદથી પ્રસિધ્ધ છે.

## " स त्का र्य वा द "

" उपादान नियमात् " ઉપાદાન કારણના નિયમથી એમ સિધ્ધ થાય છે કે, કારણમાં કાર્યની સત્તા જણાય છે. જેમ માટી-માંથી " ઘડો " ઉત્પન્ન થાય છે અને તંતુમાંથી વસ્ત્ર નિપજે છે. તેમ પોત પોતાના ઉપાદાન કારણથીજ કાર્યની ઉત્પત્તિ નિયમ પૂર્વક દ્રષ્ટિ ગોચર થાય છે. કારણ કે, અસત્કાર્યની ઉત્પતિ માનવાથી આ નિયમનો અવશ્ય ભંગ થશે. તથા શકિતવાળા શકયકરણથી સૂક્ષ્મ રૂપે કાર્ય વિદ્યમાન હોય છે. ઘડો પોતાની ઉત્પત્તિની પહેલાં માટી રૂપ કારણમાં અનાગત એટલે ભવિષ્યદ્ વૃત્તિથી પોતાના કારણમાં

રહે છે. માટે સત્કાર્યવાદજ યોગ્ય છે. કદાચિત્ કોઇ એમ કહે કે, જો કાર્ય સત હોય તો તેના નાશનો સંભવ કેમ થશે. પરંતુ સાંખ્ય સિધ્ધાંતની મુજબ કારણમાં કાર્યની લયદશાનેજ નાશ કહેવામાં આવે છે.

## ॥ કારિકાના રચયિતા ॥

આ સાંખ્ય કારિકાના કર્તા શ્રીયુત શ્રી ઇશ્વરકૃષ્ણ છે. તેઓની કારિકા ઉપર ગૌડપાદસ્વામીનું ભાષ્ય છે. આ કારિકાનું આશ્રય લઇ સ્વામી શંકરાચાર્યજીએ બ્રહ્મસૂત્ર ભાષ્યમાં સાંખ્ય સિધ્ધાંત ઉપર જે કાંઇ પણ લખ્યું છે. તે આ કારિકાના આધારે લખાયલું જણાય છે. કદાચિત આમપણ અનુમાન થઇ શકે છે કે, પૂર્વોકત સ્વામીજીના વખતમાં કપિલદેવકૃત સાંખ્ય સુત્રની ઉપલબ્ધિ જોવામાં આવી નહિ હોય, કારણ કે, વિજ્ઞાન ભિક્ષુએ જણાવ્યું છે કે,

"कलार्कभक्षितं सांख्यशास्त्रम्-ज्ञानसुधाकरम् कलाविशिष्टं भूयोऽपि पुर्यष्येवचोमृत्तैः"

કાલરૂપી સૂર્યદ્વારા ભક્ષણ કરાયલું સાંખ્ય શાસ્ત્ર જ્ઞાન-રૂપી અમૃતને આપનારૂં છે. આ વાકયથી સિધ્ધ થાય છે કે, વિજ્ઞાન ભિક્ષુએ સ્વામી શકરાચાર્ય પછી આ શાસ્ત્રનું સંશોધન કર્યું હશે કદાચિત આ માની શકાય, ખરૂં અસ્તુ આ સાંખ્યકારિકાનું અમોએ ભાષ્યાંતર કર્યું છેં તે ગૌડપાદાચાર્યના ભાષ્યનો આધાર લીધો છે.

## ઉપસંહાર

આ ગ્રંથ લખવાના કાર્યમાં જે કચ્છ વાંકુના માજી શાસ્ત્રી હંસરાજ તોલારામ જોશીએ પરિશ્રમ લીધો છે. તેનો અમો આભાર માનીએ છીએ આ પુસ્તકો છપામણીનો ખર્ચ ગંગાસ્વરૂપ બાઇ મીઠાંબાઇએ આપેલ છે. તેમના આ સ્તુત્ય કાર્યને અંગે અમો ધન્યવાદ સાથે આશિર્વાદ આપીએ છીએ. પંડિત નારાયણ મૂલજીવાલાને ફકત દર્શન વિષયનો પ્રચાર થાય તે હેતુથી અમારા કંપોઝથી ફકત ૫૦૦) પાંચસો નકલો છપાવવાની રજા આપી છે, અને તે પુસ્તકાલયના મેનેજર રા રા. યદુરામભાઇની સૂચના અમોએ મિત્ર દ્દષ્ટિએ સ્વીકારી છે.

—— ઇતિ શમ્ ——

લી॰ ભવદીય—

પંડિત મોતીરામ વેલજી શર્મા.

કચ્છ દોણવાલા.

# अगत्यनुं शुद्धि पत्र.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| १ | १४ | ડુબતો | ડુબતું |
| ५ | २५ | न्यायदर्शरम् | न्यायदर्शनम् |
| २३ | ८ | भस्माद् | मस्माद् |
| २४ | २५ | दक्कारात् | दहक्कारात् |
| २४ | २६ | दुभयमा | दुभयम् |





સ્વર્ગસ્થ

બાઈ આણંદબાઈ દેવજી.

# "अथ सांख्य कारिका"

## सरस्वती भाषा टीका.

**श्री कपिलाय नमः**

**दुःख त्रयाभिघाताज्जिज्ञासा तदभिघातके हेतौ ॥**
**दृष्टे सापार्था चेन्नैकान्तात्यन्ततोऽभावात् ॥ १ ॥**

(અર્થ) दुःखत्रयाभिघात् ( ત્રણ પ્રકારના દુઃખાભિઘાતથી ) तत् (તેના) अभिघातके (નાશ કરવાના) हेतौ (કારણમાં) जिज्ञासा (જાણવાની ઇચ્છા કરવી) કોઇક એમ કહેછે કે દુઃખ ત્રયના નાશ કરવાનો ઉપાય दृष्टे चेत् (જો પ્રત્યક્ષ હોય તો सा (તે) अपार्था (નકામી જાણવી કારણ કે, एकान्तता(નિત્ય એવા દષ્ટ ઉપાયથી) अत्यन्ततः (દુઃખાત્યન્તનો) अभावात् (અભાવ હોવાથી) માટે પ્રત્યક્ષ તથા આનુશ્રવિક ઉપાયો વડે ત્રિવિધ દુઃખ સમુદાયનો નાશ થાયજ નહિ.

**ભાષ્ય ભૂમિકા—**

(ભાષ્ય તાત્પર્ય) જે મુનિએ જગતને અવિદ્યા રૂપી સમુદ્રમાં ડુબતો જોઇ દયાળુ બની સાંખ્યમયી નૌકા સંસાર સાગર તરી જવા માટે રચી એવા તે પરમર્ષિ કપિલદેવને નમસ્કાર કરૂં છું. ॥૧॥ પ્રમાણુ, સિધ્ધાંત, તથા હેતુઓથી યુક્ત અને લઘુ, તથા સરલ એવો જે "સાંખ્ય સિધ્ધાંત" ગ્રન્થ તે સ્વશિષ્યોના કલ્યાણુને માટે "હું" (ગૌડપાદાચાર્ય) ટુંકામાં સાંખ્ય કારિકા ભાષ્ય કહું છું.

**सनकश्च सनन्दश्च तृतीयश्च सनातनः ॥**
**आसुरिः कपिलश्चैव वोढुः पञ्चशिखस्तथा**
**इत्येते ब्रह्मणः पुत्राः सप्त प्रोक्ता महर्षयः ॥ १ ॥**

સનક, સનન્દ, સનાતન, આસુરી, કપિલ, વોઢુ, પંચશિખ તેઓમાંથી કપિલદેવની સાથેજ ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, અને ઐશ્વર્ય, આ ચાર પદાર્થો ઉત્પન્ન થયા હુતા. જ્યારે અજ્ઞાનરૂપી અંધકારમાં ડુબતું જગત જોઇ દયાયુક્ત એવા શ્રી કપિલદેવે આસુરી ગોત્રમાં ઉત્પન્ન

થયલા જીજ્ઞાસુ બ્રાહ્મણને પચીસ તત્વોનું જ્ઞાન સમજાવ્યું હતું. અને તેનાથી મહર્ષિ આસુરી મુનિને તત્વજ્ઞાનનો લાભ થયો હતો. અને તેણે (આસુરી મુનિ) એ પણ પોતાના પ્રિય શિષ્ય, પંચશિખાર્યને પચીસ તત્વના જ્ઞાનનો ઉપદેશ આપ્યો. તથા શિષ્ય પરંપરાથી શ્રેષ્ઠ બુધ્ધિવાળા "ઇશ્વરકૃષ્ણને" આ શાસ્ત્રોપદેશ પ્રાપ્ત થતાં તેઓએ "આર્યા છન્દ" દ્વારા આ કારિકા નિર્માણ કરી. ને આ લઘુ ગ્રન્થના પઠનપાઠનથી જીજ્ઞાસુ પુરૂષોને પચીસ તત્વોનું જ્ઞાન અવશ્ય થશે. અને આ જ્ઞાનથી સંસાર સાગર તરી જવાશે. તેમાં કોઈપણ જાતની શંકા નથી.

---

**(ભાષ્ય તાત્પર્ય)** જો સંસારમાં દુઃખ ન હોય અથવા તો દુઃખ વિદ્યમાન હોય છતાં પણ તેને દૂર કરવાની ઇચ્છા પણ ન થાય અગર ઇચ્છા પણ થાય તો દુઃખનાશ થવું અશકય હોય ત્યારે સાંખ્ય શાસ્ત્ર વિષયિણી જીજ્ઞાસા કોઇના હૃદયમાં ઉદ્દભવે નહિ, કારણ કે, જ્યારે દુઃખનાશ ન થાય ત્યારે કેવલ શાસ્ત્ર જીજ્ઞાસા માત્રથી શું ફલ મળી શકે? કિંતુ દુઃખજાતી પણ જગતમાં છે અને તેને દૂર કરવાની ઇચ્છા પણ દરેક જીવોને થાય છે. આ પ્રવૃત્તિ પ્રત્યક્ષ જોવામાં આવે છે. એને માટે દુઃખત્રયના વિનાશની જીજ્ઞાસા દરેકને છે. તેમજ દુઃખત્રયનો નાશ કરવાનો ઉપાય પણ સાંખ્ય શાસ્ત્ર જણાવે છે. હવે દુઃખત્રયનો વિભાગ સૂચવે છે કે, આધ્યાત્મિક, આધિભૌક્તિ, અને આધિદૈવિક, આ પ્રમાણે ત્રણ દુઃખો છે. આધ્યાત્મિક દુઃખ બે પ્રકારનું છે. શારિરીક, અને માનસિક, વાત, પિત્ત, અને કફના વિપર્યપણાથી જ્વર (તાવ) તથા અતિસાર ઇત્યાદિકને શારિરીક દુઃખ જાણવું. અને પ્રિયનો વિયોગ તથા અપ્રિયનો સંયોગ એ માનસીક દુઃખ છે. ચતુર્વિધ ભૂતગ્રામથી જે દુઃખ પ્રાપ્ત થાય છે તે આધિભૌકિત દુઃખ કહેવાય છે, અને શીત, ઉષ્ણ, (તાપ) વાયુ તેમજ વિજળી ઇત્યાદિક આધિદૈવિક દુઃખ કહેવાય છે. આ દુઃખ ત્રયનો વિનાશ કરવાને માટે સાંખ્ય શાસ્ત્રની જીજ્ઞાસા કરવી. પ્રશ્ન એ ઉદ્દભવે છે કે, દષ્ટ ઉપાયોથી જો દુઃખત્રયનો નાશ થઇ શકતો હોય તો સાંખ્ય શાસ્ત્ર સંબંધી જીજ્ઞાસા વ્યર્થ છે.

હવે આ દુઃખનો નિર્ણય સાધારણ જનતા જણાવે છે કે આધ્યાત્મિક દુઃખ જે શારિરીક છે તે ઔષધિ ઇત્યાદિકના સેવનથી નિવૃત્ત થઇ જાય છે. અને માનસ દુઃખની નિવૃત્તિ પ્રિયવસ્તુનો સંયોગ અને અપ્રિય વસ્તુના વિયોગથી માનસ દુઃખનો પરિહાર

થઇ જાય છે તેમજ આધિભૌતિક દુઃખની નિવૃત્તિ મણીમંત્રાદિથી નિવૃત્ત થઇ જશે. * તેથીજ તેનો પ્રત્યુત્તર સિધ્ધાંતિ કહે છે, કે દષ્ટ ઉપાયોથી ત્રિવિધ દુઃખની નિવૃત્તિ થતી નથી. કારણ કે શરીર સંબંધિ રોગ ઔષધિ સેવનથી દૂર થાય છે. તથાપિ એકવાર દુઃખનિવૃત્તિ થયા પછી પણ કાલાન્તરમાં દુઃખોત્પતિ થાય છે. માટે ઔષધિ સેવનથી દુઃખનિવૃત્તિ થઇ જશે. પરંતુ આ બનવું મુશ્કેલ છે. તેથીજ દષ્ટ ઉપાયોથી ત્રિવિધ દુઃખનિવૃત્તિ થતી નથી, પરંતુ પચીસ તત્વોના જ્ઞાનથીજ દુઃખત્રયની નિવૃત્તિ થાય છે ॥૧॥

**दृष्टवदानु श्रविकः स ह्यविशुद्धि क्षयातिशययुक्तः ॥**
**तद्विपरीतः श्रेयान् व्यक्ताव्यक्तज्ञविज्ञानात् ॥ २ ॥**

(અર્થ) दृष्टवत् (પ્રત્યક્ષની માફક) आनुश्रविकः (સ્વર્ગાદિઉપાયપણ) हि (નિશ્ચય) अविशुद्धिक्षयातिशययुक्तः (અશુધ્ધિવિનાશ, અને અતિશયથી યુક્ત છે.) तद् (તેનાથી) विपरीतः (ઉલટો) श्रेयान् (શ્રેયસ્કર ઉપાય છે તે) व्यक्ताव्यक्तज्ञ विज्ञानात् (વ્યક્ત અવ્યકત અને જ્ઞના વિજ્ઞાનથી થાય છે.)

(ભાષ્ય તાત્પર્ય) ત્રિવિધ દુઃખની અત્યન્ત નિવૃત્તિનું નામ પુરૂષાર્થ છે. તે લૌકિક ઉપાય એટલે ધનાદિકથી તેની (દુઃખ) નિવૃત્તિ થતી નથી. ત્યારે પૂર્વપક્ષ કહે છે. કે, પૂર્વોકત દુઃખત્રયની નિવૃત્તિ વૈદિક ઉપાયથી અવશ્ય થશે. તેમાં નિમ્ન લિખિતે વેદ મંત્ર પ્રમાણ છે.

**अपाम सोमममृता अभूमागन्म ज्योतिरविदाम देवान् ॥**
**किं नूनमस्मान् तृणवदरातिः किमु धूर्तिरमृतमर्त्यस्य ॥**

દેવતાઓ કહે છે કે, અમોએ સોમ પાન કર્યું છે. ને અમર પણાને પ્રાપ્ત થયા છીએ. તથા સ્વર્ગસુખ મેળવ્યું છે. અને દેવ સંબંધિ ભોગો અમોને પ્રાપ્ત છે. શત્રુઓ અમોને શું કરી શકશે? ધૂર્તિ (જરાવસ્થા) અમોને શું કરી શકશે? માટે વેદોકત ઉપાયોદ્વારા

---

* अर्के चेन्मधुर्विदेतकिमर्थं पर्वतं व्रजेत् ॥

એટલે આકડાના વૃક્ષથી મધ મળી શકતું હોય તો પર્વતે પર્વત ભટકવાની આવશ્યકતા રહેતી નથી.

દુઃખત્રયની નિવૃત્તિ અવશ્ય થઈ જશે, ત્યારે સાંખ્ય શાસ્ત્ર વિષયની જીજ્ઞાસા વ્યર્થ છે. પણ સિધ્ધાંતી કહે છે કે, પ્રત્યક્ષ ઉપાયની માફક વેદોકત ક્રિયાઓ પણ અવિશુધ્ધિ, ક્ષય તથા અતિશય યુકત છે. માટે શાસ્ત્ર જીજ્ઞાસા અવશ્ય કરવી. કારણ કે, યજ્ઞમાં પશુઓની હિંસા તો અવશ્ય થાય છે. માટે હિંસારૂપી અશુધ્ધિથી યુકત છે. અને ઈંદ્રાદિક દેવતાઓનો નાશ થયા બાદ યજમાનનો વૈદિક કર્મફલ ક્ષય થયો માટે આનુશ્રવિકમાં ક્ષય નામનો આ બીજો દોષ જોવામાં આવે છે. અને સ્વર્ગમાં પોતાથી અધિક ઐશ્વર્યવાળાને જોઇ અલ્પ ઐશ્વર્યવાળાને અવશ્ય દુઃખ થાય છે. માટે પ્રત્યક્ષ તથા આનુશ્રવિક ઉપાયો દ્વારા દુઃખ નિવૃત્તિનો સંભવજ નથી ત્યારે પ્રશ્ન ઉદ્‌ભવે છે કે, કયા ઉપાયથી દુઃખ નિવૃત્તિ થાય ? તો કહે છે કે, પૂર્વોકત ઉપાયોથી વિલક્ષણ વ્યકત, અવ્યકત અને "જ્ઞ" (પુરૂષ) ના વિજ્ઞાનથી ત્રિવિધ દુઃખની નિવૃત્તિ થાય છે. વ્યક્ત, અવ્યકત, અને જ્ઞ (પુરૂષ) ના લક્ષણો આગળની કારિકામાં કહેવામાં આવશે. ॥ ૨ ॥

**मूलप्रकृतिरविकृतिमहदाद्याः प्रकृतिविकृतयः सप्त ॥**

**षोडशकस्तु विकारो न प्रकृतिर्न विकृतिः पुरुषः ॥३॥**

(અર્થ)*मूलप्रकृतिः (પ્રધાન) अविकृतिः (આ કોઇનો કાર્ય નથી) महदाद्याः (મહત તત્વાદિકો) सप्त (સાત) प्रकृतिविकृतयः (એક બાજુથી કાર્ય અને બીજી બાજુથી કારણ છે) षोडशकः (એટલે સોળ પદાર્થોનો સમુદાય) तु (કેવળ) विकारः (એટલે વિકાર છે) पुरुषः (ચેતનાત્મા તો) न प्रकृतिः (પ્રકૃતિ એ નથી) અને न विकृतिः (તેમ વિકાર પણ નથી)

(ભાષ્ય તાત્પર્ય) હવે વ્યકત, અવ્યકત, અને પુરૂષના લક્ષણો કહે છે. મૂલ પ્રકૃતિ કોઇનો વિકાર નથી. એટલે તેને અવિકૃતિ કહે છે. મહત્તત્વાદિ સાત પદાર્થો કાર્ય તથા કારણ રૂપે રહેલાં છે. મહતત્વ એટલે બુદ્ધિ ૧, તથા અહંકાર ૨, શબ્દતન્માત્રા ૩, સ્પર્શતન્માત્રા ૪, રૂપતન્માત્રા ૫, રસતન્માત્રા ૬, ગન્ધતન્માત્રા ૭, પૂર્વોક્ત સાત પદા-

---

*मूलेमूलाभावादमूलंमूलम् । "सांख्य सूत्रम् ॥"

કારણનું કારણ હોઈ શકે નહિ. કારણ રહિત પદાર્થ દરેક પદાર્થનું મૂલ કારણ બને છે.

થેીમાં બંને અવસ્થાઓ રહેલી છે. હવે સોળ વિકારોનાં નામો ક્રમશઃ જણાવીશું.

પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો અને અગીયારમું મન તથા પંચ સ્થૂલ મહાભૂતો, એ બધા વિકાર તરીકે પ્રસિદ્ધ છે. પણ પુરૂષ અપરિણામી હોવાથી કોઇનું ઉપાદાન કારણ બની શકે નહિ. અને તે નિત્ય ચૈતન્ય સ્વરૂપ હોવાથી કોઇનો કાર્ય પણ નથી ॥ ૩ ॥

હવે વ્યકત, અવ્યકત, અને જ્ઞ, આ ત્રણે પદાર્થોની કયા પ્રમાણો દ્વારા સિદ્ધિ થાય છે. પ્રમેય સિધ્ધિ પ્રમાણાધિન હોવાથી પ્રમાણોની આવશ્યકતા છે. માટે પ્રમાણોનું નિરૂપણ આગળની કારિકામાં જણાવવામાં આવશે.

**दृष्टमनुमानमाप्तवचनं च सर्वं प्रमाणसिद्धत्वात् ॥**
**त्रिविधं प्रमाणमिष्टं प्रमेयसिद्धिः प्रमाणाद्धि ॥ ४ ॥**

**दृष्टम्** (પ્રત્યક્ષ પ્રમાણ) **अनुमानम्** (અનુમાન પ્રમાણ) **च** (અને) **आप्तवचनम्** (શાસ્ત્ર તથા શ્રધ્ધેય પુરૂષનું વચન) **सर्वं प्रमाणसिद्धत्वात्** (તેમાં સર્વ પ્રમાણોનો સમાવેશ થાય છે) **त्रिविधम्** (ત્રણ પ્રકારના) **प्रमाणम्** ( પ્રમાણ ) **हि** (નિશ્ચય) "**प्रमाणात्** (પૂર્વોકત પ્રમાણોથી) ‡**प्रमेयसिद्धिः** (જાણવા યોગ્ય પદાર્થોની સિધ્ધિ) **इष्टम्** (દૃષ્ટિગત થાય છે.)

(ભાષ્ય તાત્પર્ય) પ્રત્યક્ષ, અનુમાન, અને શબ્દ, એ ત્રણ પ્રમાણો છે. તેઓમાં પ્રત્યક્ષ, પ્રમાણ જ્યેષ્ઠ મનાય છે. કાન, ચામડી, આંખ,

---

" असन्दिग्धाविपरीतानधिगत विषया चित्तवृत्तिर्बोधश्च फलं प्रमा तत्साधनं प्रमाणमिति ॥ सां. त. कौ.

નિશ્ચિત, અબાધિત, અને અજ્ઞાત, વિષયને બોધ કરાવનારી જે ચિત્તવૃત્તિ તેનું નામ પ્રમા તેમજ તેના સાધનનું નામ પ્રમાણ છે.

‡ आत्मशरीरेन्द्रियार्थबुद्धिमनः प्रवृत्तिदोषप्रेत्यभाव-फलदुःखापवर्गस्तु प्रमेयम् ॥ "न्यायदर्शरम्"

આત્મા ૧ શરીર ૨ ઇન્દ્રિય ૩ અર્થ ૪ બુધ્ધિ ૫ મન ૬ પ્રવૃતિ ૭ દોષ ૮ પ્રેત્યભાવ ૯ ફલ ૧૦ દુઃખ ૧૧ અને અપવર્ગ ૧૨ મહર્ષિ ગૌતમ સિધ્ધાંતાનુસાર પ્રમેય જાતીના બાર વર્ગ છે તેમજ નિર્દિષ્ટ પ્રમાણો દ્વારા પ્રમેય સિધ્ધિ થાય છે.

જીભ, અને નાસિકા આ પાંચ જ્ઞાનેન્દ્રિઓ છે તથા શબ્દ, સ્પર્શ, રૂપ, રસને ગન્ધ, આ પાંચ જ્ઞાનેન્દ્રિઓના વિષયો છે. હવે પ્રત્યક્ષ પ્રમાણનું નિદર્શન કરાવે છે, શબ્દનો પ્રત્યક્ષ કર્ણેન્દ્રિયદ્વારા થાય છે. સ્પર્શ વિષયનો પ્રત્યક્ષ ત્વચા એટલે ચામડીદ્વારા થાય છે. રૂપ પ્રત્યક્ષમાં ચક્ષુ ઇન્દ્રિય કારણ છે. અને જીવ્હા ઇન્દ્રિયદ્વારા રસનું પ્રત્યક્ષ થાય છે. ને નાસિકાદ્વારા ગન્ધનું જ્ઞાન થાય છે.

પૂર્વોક્ત પાંચ ઇન્દ્રિયોદ્વારા પંચવિધ વિષયોનું સેવન કરવું તેને પ્રત્યક્ષ પ્રમાણ કહે છે. જે પદાર્થનો પ્રત્યક્ષ પ્રમાણદ્વારા ગ્રહણ થઇ શકે નહિ તેનું ગ્રહણ આપ્ત વચનદ્વારા થઇ શકે છે. આપ્ત નામ યથાર્થ વકતાનું છે. તેનું વચન તેજ આપ્ત વચન. તેને શબ્દ પ્રમાણ પણ કહે છે. જેમ પ્રત્યક્ષ તથા અનુમાન પ્રમાણદ્વારા દેવરાજ ઇન્દ્રનું ને સ્વર્ગમાં અપ્સરાઓનું જ્ઞાન થતું નથી પરંતુ આપ્ત વચનથી તે થાય છે. મહર્ષિ ગૌતમ ચાર, પ્રમાણોને માને છે. એટલે પ્રત્યક્ષ પ્રમાણ, અનુમાન પ્રમાણ, ઉપમાન પ્રમાણ ને શબ્દ પ્રમાણ, વધારામાં ઉપમાન પ્રમાણને તેઓ ઉમેરે છે. દષ્ટાન્ત તરીકે "गोः" सदृशो गवयः એટલે ગાયની તુલ્ય (गवयः) નીલ ગાય છે. આ સાદ્દશ્ય જ્ઞાન ઉપમાન પ્રમાણદ્વારા સિધ્ધ થાય છે. મહર્ષિ જૈમિની છ પ્રમાણોનો સ્વીકાર કરે છે, તેના નામો અર્થાપત્તિ; સંભવ:, અભાવ:, પ્રતિભા, ઐતિહ્યમ્ ઉપમાન તેમાં અર્થાપત્તિ પ્રમાણ બે પ્રકારનું છે; દ્રષ્ટાર્થાપત્તિ, અને શ્રુતાર્થાપત્તિ, જેમ જીવીત દેવદત્ત ઘરમાં નથી આ વાકયથી બોધ થાય છે, કે જીવીત દેવદત્ત ઘરમાં હોય કે ન હોય પણ વિદેશમાં તો અવશ્ય હશે. તેનું નામ દૃષ્ટાર્થાપત્તિ (पीनोऽयं देवदत्तो दिवा न भुंक्ते) સ્થૂલકાય દેવદત્ત દિવસમાં જમતો નથી. પરંતુ ભોજન સિવાય સ્થૂલતા સંભવે નહિ. માટે આ પ્રમાણથી સિદ્ધ થાય છે કે, દેવદત્ત રાત્રીએ જમે છે. તેને શ્રુતાર્થાપત્તિ પ્રમાણ કહેછે. *સંભવ પ્રમાણ એક શેર કહેવાથી ચાર પાશેરાનું ગ્રહણ થાય છે. હવે અભાવ પ્રમાણ કહે છે. જેમકે સુકેલા ધાન્ય જોઇને વર્ષાદનો અભાવ જણાય છે. આ અભાવ પ્રમાણના ભેદોનો વિસ્તાર અત્રે ( આ ગ્રંથમાં ) કર્યો નથી. બાદ પ્રતિભા પ્રમાણનું લક્ષણ કહે છે કે, વિંધ્યાચલથી દક્ષિણમાં

---

* એ સંભવ પ્રમાણ, સંભાવનારૂપ અને નિર્ણયરૂપ એમ બે પ્રકારનું છે. આ બ્રાહ્મણમાં ચૌદ વિદ્યાઓનું વેત્તાપણું સંભવે છે, આ સંભાવનારૂપ સંભવ પ્રમાણ છે.

અને સહ્યાદ્રિ પર્વતથી ઉત્તર દિશામાં સમુદ્રપર્યન્તનો પૃથ્વીનો ભાગ સુંદર છે, ને તે પ્રદેશમાં સુંદરગુણો વસે છે. તેનાથી પ્રતિભા ઉત્પન્ન થાય છે એનું નામ પ્રતિભા પ્રમાણ કહેલું છે. હવે ઐતિહ્ય પ્રમાણ તે કયો ? લોકો કહે છે, કે, આ વડના ઝાડમાં યક્ષિણીનો વાસ છે, આવી રીતની લોક વાર્તાને ઐતિહ્ય પ્રમાણ કહે છે. પરંતુ સાંખ્ય સિધ્ધાંતમાં ત્રણજ પ્રમાણો સ્વીકારવામાં આવેલાં છે. પ્રમેય સિધ્ધિ પ્રમાણોદ્વારા સિધ્ધ થાય છે. આ મંતવ્યને દરેક શાસ્ત્રકારો અંગીકાર કરે છે. ॥૪॥

**प्रतिविषयाध्यवसायो दृष्टंत्रिविधमनुमानमाख्यातम् ॥**
**तल्लिङ्गलिङ्गिपूर्वकमाप्तश्रुतिराप्तवचनं तु ॥ ५ ॥**

(અર્થ) **प्रतिविषयाध्यवसायः** (દરેક વિષયનો નિશ્ચય ઇન્દ્રિયદ્વારા થાય છે) **दृष्टम्** (પ્રત્યક્ષ પ્રમાણ) **अनुमानम्** (અનુમાન પ્રમાણ) **त्रिविधम्** (ત્રણ પ્રકારનું) **आख्यातम्** (કહ્યું છે) **तत** (તે અનુમાન પ્રમાણ) **लिङ्गलिङ्गिपूर्वकम्** (ચિન્હ તથા ચિન્હવાળું છે) **तु** (અને) **आप्तश्रुति** (આપ્ત પુરૂષનું વાકય) ***आप्तवचनम्** (યથાર્થ વચન)

(ભાષ્ય તાત્પર્ય) શ્રોત્રાદિ ઇન્દ્રિયોદ્વારા જે શબ્દાદિ વિષયોનું જ્ઞાન થાય છે. તેને પ્રત્યક્ષ પ્રમાણ કહે છે. અને અનુમાન પ્રમાણ ત્રણ પ્રકારનું છે. પૂર્વવત શેષવત, અને સામાન્યતો દષ્ટ જેમ આકાશમાં મેઘોની ઘનઘટા જોઇ વૃષ્ટિનું અનુમાન કરવું, તે પૂર્વવત અનુમાન કહેવાય છે. અર્થાત્ કારણને જોઇને કાર્યનું અનુમાન કરવું તે પૂર્વવત્ અનુમાન જાણવું. હવે શેષવત સમુદ્રનાં એક બિંદુમાં લવણ સિધ્ધ કર્યા પછી સંપૂર્ણ સમુદ્ર નિમકવાળો છે એમ અનુમાન કરવું તેનું નામ શેષવત્ અનુમાન. અર્થાત કાર્યને જોઇને કારણનું અનુમાન કરવું તેને શેષવત અનુમાન કહે છે. હવે સામાન્યતો દષ્ટ અનુમાન કહેવામાં આવે છે એક દેશમાં ચંદ્રમાદિ તારાઓને જોઇ બીજા દેશમાં પ્રાપ્ત

---

**स्वकर्मण्यभियुक्तोयो, रागद्वेषविवर्जितः**
**पूजितस्तद्विधैर्नृणा, माप्तोज्ञेयः सतादृशः ॥**

જે પોતાના કાર્યમાં કુશળ તેમજ રાગદ્વેષ રહિત અને સતપુરૂષોદ્વારા સતકારને પામે તે આપ્તપુરૂષ કહેવાય છે.

થયલાઓનું અનુમાન કરી શકાય કે, ચંદ્રમા ઈત્યાદિક પદાર્થો ક્રિયાવાળા છે. તેવીજ રીતે ચૈત્ર નામનો પુરૂષ પણ ક્રિયાવાળો છે; કારણ કે, એક દેશથી તે બીજા દેશમાં જાય છે. આ પ્રમાણનું નામ સામાન્યતો દષ્ટ-અનુમાન પ્રમાણ કહેવાય છે. તેમ ચિન્હ અને ચિન્હવાળા પદાર્થોને અનુમાન પ્રમાણ કહે છે. જેમ "दण्डेन यतिः" દંડરૂપ ચિન્હવડે યતિ એટલે સંન્યાસીનું અનુમાન કરી શકાય. એવા ચિન્હદ્વારા અનેક પદાર્થોનું જ્ઞાન થાય છે. હવે આપ્તવચનને પણ પ્રમાણ કોટીમાં મુકાય છે. આપ્ત એટલે શું ? બ્રહ્માદિ આચાર્યોને આપ્તપુરૂષ કહે છે. તેઓનું વચન તેને આપ્તવચન અથવા આપ્તોપદેશ કહેવામાં આવે છે. હવે પછી આગળની કારિકામાં પ્રમાણોનું લક્ષણ કહેવામાં આવશે.

**सामान्यतस्तु दृष्टादतीन्द्रियाणां प्रसिद्धिरनुमानात् ।**
**तस्मादपि चासिद्धिं परोक्षमाप्तागमात् सिध्दम् ॥६॥**

सामान्यतः ( ઇન્દ્રિય ગોચર પદાર્થની સિદ્ધિ ) दृष्टात् (પ્રત્યક્ષ પ્રમાણથી) तु (અને) अतीन्द्रियाणाम् (ઇન્દ્રિયાતીત પદાર્થોની) प्रसिद्धिः (સિધ્ધિ) अनुमानात् ( અનુમાન પ્રમાણથી ) च (અને) यत् (જે) परोक्षम् ( પરોક્ષ પદાર્થ ) तस्मात् (પ્રત્યક્ષ અને અનુમાન પ્રમાણથી) असिद्धम् (સિધ્ધ ન થાય એવો) तत् (તે) आप्तागमात् (શબ્દ પ્રમાણથી) सिद्धम् (સિધ્ધ થાય છે)

(ભાષ્ય તાત્પર્ય) જે અતીન્દ્રિય પદાર્થ છે તે સામાન્યતો દષ્ટાનુમાન પ્રમાણથી સિધ્ધ થાય છે, કારણ કે, પ્રધાન અને પુરૂષ બન્ને અતીન્દ્રિય પદાર્થો છે. તેથી તેઓની સિધ્ધિ પ્રત્યક્ષ આદિ પ્રમાણોથી થતી નથી કારણ કે, જે પદાર્થ પ્રત્યક્ષ પ્રમાણથી સિધ્ધ થાય નહિ. એવા પદાર્થોને આગમ પ્રમાણથી સિધ્ધ કરવા, જેમ ઇન્દ્ર દેવતાઓનો રાજા છે અને સ્વર્ગમાં અપ્સરાઓ છે, આ બન્ને વાક્યો આપ્ત વચનથી સિધ્ધ થાય છે. માટે સંપૂર્ણ ઐહલૌકિક તથા પારલૌકિક વ્યહવાર ઉપરોક્ત ત્રણે પ્રમાણોથી સિધ્ધ થાય છે. ॥ ૬ ॥

---

अतिदूरात्सामीप्यादिन्द्रियघातान्मनोऽनवस्थानात् ॥
सौक्ष्म्याद्व्यवधानादभिभवात्समानाभिहाराच्च ॥ ७ ॥

(અર્થ) अतिदूरात् (અત્યન્ત દૂર હોય તેથી) सामीप्यात् (અત્યન્ત સામીપ્યતાથી) इन्द्रियघातात् (ઇન્દ્રિયમાં ખોડ હોવાને લીધે) मनोऽनवस्थानात् (મનની સ્તિથિ સારી ન હોવાથી) सौक्ष्म्यात् (અત્યન્ત સૂક્ષ્મ હોવાથી) व्यवधानात् (વચમાં વ્યવધાન હોવાથી) अभिभवात् (બળવાન કારણને લીધે દબાઇ જવાથી) च (અને) समानाभिहारात् (એક રૂપ થઇ જવાથી પદાર્થોની પ્રતીતિ થતી નથી.

(ભાષ્ય તાત્પર્ય) આ લોકમાં વિદ્યમાન પદાર્થોની પ્રતીતિ આઠ કારણોથી થતી નથી. તેના ઉપર વાદીનું માનવું છે કે, પ્રધાન અને પુરૂષ પણ જોવામાં આવતાં નથી, કારણ કે, જે પદાર્થ જોવામાં ન આવે, તેની સત્તા સ્વીકારી શકાય નહિ. જેમ કે બે માથાં ત્રણ હાથ જોવામાં આવતાં નથી તેમ હોતાં પણ નથી. માટે પ્રધાન તથા પુરૂષની અસ્તિત્વમાં વાદીની શંકા ઉપસ્થિત થતાં 'સિધ્ધાન્તિ' જણાવે છે કે, કયા કારણોથી પદાર્થની પ્રતીતિ થતી નથી. તો તે કારણો નિમ્નલિખિત જાણવા, જેમ અત્યંત દૂર સ્થિત "ચૈત્ર" "મૈત્ર" નામના પુરૂષો પણ જોવામાં આવતાં નથી (૧) તેમ અત્યન્ત સામીપ્ય પદાર્થની પણ પ્રતીતિ થતી નથી. જેમ આંખમાં રહેલી કાજલ રેખાની પ્રતીતિ થતી નથી. (૨) અને બહેરાને શબ્દનું જ્ઞાન થતુ નથી તથા આંધળાને રૂપનો ભાસ થતો નથી. (૩) તેમજ મનની અસ્થિરતાથી પણ વસ્તુનું જ્ઞાન થતું નથી, જેમ કોઇ પુરૂષ કહે કે, મારૂં મન અસ્થિર હોવાથી તમારૂં કથન મારા ધ્યાનમાં આવ્યું નહિ. (૪) ધૂમાડો તથા વરાળ, ઝાંકળ, અને પરમાણુઓ પણ આકાશમાં વિદ્યમાન છે, છતાં પણ જોવામાં આવતાં નથી. [૫] અને દિવાલની બીજી બાજુએ રહેલો પદાર્થ જોવામાં આવતો નથી જેમ વ્યવધાનવાળો પદાર્થ પણ જોઇ શકાતો નથી. [૬] તેમ દિવસે સૂર્યના પ્રખર તેજથી અંજાઇને નક્ષત્રાદિકની પ્રતીતિ થતી નથી [૭] તથા મગના ઢગલામાં ફેંકાયલો "મગ" સમાન વ્યવહાર વાળો હોવાથી જોવામાં આવતો નથી. કારણ કે પોતાની સજાતીયમાં એક રૂપ થઇ જાય છે. ત્યારે પ્રધાન

તેમજ પુરૂષ અત્યન્ત સૂક્ષ્મ હોવાથી ઇન્દ્રિયોદ્વારા તેઓની પ્રતીતિ ન થતી હોવાથી વિદ્યમાન નથી એમ તો નજ માની શકાય. કારણ કે, પ્રધાન તથા પુરૂષની સત્તાથીજ આ જગત વિકાસ પામે છે. ॥૭॥

**सौक्ष्म्यात्तदनुपलब्धिर्नाभावात्कार्यतस्तदुपलब्धिः ॥**
**महदादि तच्च कार्यं प्रकृतिविरुपं *सरुपं च ॥ ८ ॥**

सौक्ष्म्यात् (સૂક્ષ્મપણાને લીધે) तत् (તે પ્રધાનની) अनुपलब्धिः (પ્રતીતિ થતી નથી) नाभावात् (આનુ કારણ અભાવ નથી) कार्यतः (મહદાદિ કાર્યથી) तदुपलब्धिः (પ્રધાનની ઉપલબ્ધિ થાય છે) तत (તે) कार्यं (મહદાદિ કાર્ય જાતિ) प्रकृतिविरुपम् (પ્રકૃતિથીજુદા સ્વરૂપવાળું છે) च (અને) सरुपम् (સરખું યે છે) ॥

(ભાષ્ય તાત્પર્ય) પ્રધાન અત્યન્ત સૂક્ષ્મ હોવાથી તેની પ્રતીતિ પ્રત્યક્ષ કારણોથી થતી નથી. જેવી રીતે આકાશમાં ધુમાડો, વરાળ, તથા પરમાણુઓ વિદ્યમાન છે. છતાં પણ જોવામાં આવતાં નથી. ત્યારે કેવી રીતે પ્રધાનની ઉપલબ્ધિ થાય ? તો સિધ્ધાન્તિ સૂચવે છે કે, કાર્યથી તેની પ્રાપ્તિ થાય છે. કારણ કે, કાર્યને જોઇ કારણનું અનુમાન થાય છે. હવે કાર્ય સમુદાયનો પૃથક્કરણ કહે છે,

બુધ્ધિ ૧, અહંકાર ૨, પંચતન્માત્રા ૩, અગીયાર ઇન્દ્રિયો ૪, અને પંચમહાભૂત ૫, આ બધા કાર્યજાત પ્રધાનની સિધ્ધિ કરાવે છે. કેટલાંક કાર્ય અસમાન રૂપવાળા જોવામાં આવે છે. જેવી રીતે લોકમાં કેટલાક પુત્રો પિતાની આકૃતિવાળા હોય છે. અને કેટલાક પુત્રો પિતાની આકૃતિવાળાં હોતાં નથી ॥ ૮ ॥

**असदकरणादुपादानग्रहणात् सर्वसंभवाभावात् ॥**
**शक्तस्य शक्यकरणात् कारणभावाच्च सत्कार्यम् ॥९॥**

असत् (અસત્ હોય તે) अकरणात् (કોઇનું કારણ હોઇ શકે નહિ) उपादानग्रहणात् (ઉપાદાન ગ્રહણ કરવાથી) च (અને) सर्व-

---

* स्वरुपम् (पाठान्तरम्) तदनन्यत्वमारंभ्मणशब्दादिभ्य इति दर्शन वेदान्त

વેદાન્ત શાસ્ત્રમાં પણ કાર્ય કારણનો અભેદ સંબંધ જણાય છે.

सम्भवाभावात् (દરેકમાંથી દરેક વસ્તુની ઉત્પતિ થતી નથી) शक्तस्य (જે યોગ્ય હોય તેજ) शक्यकरणात् (કાર્ય ઉત્પન્ન કરી શકે છે) कारणभावात् (કારણની વિદ્યમાનથી) सत्कार्यम् (કાર્ય સત છે)

(ભાષ્ય તાત્પર્ય) અસત પદાર્થનું કંઇ કાર્ય હોતું નથી, ન કોઈ તેને બનાવી શકે છે. ને લોક પ્રસિધ્ધિમાં પણ અસત પદાર્થથી સત પદાર્થની ઉત્પત્તિ જોવામાં આવતી નથી. રેતીમાંથી તેલની કંઇ ઉત્પત્તિ થતી નથી. અને તેનું કારણ શું ? એનું કારણ એજ કે, વાલુકામાં તેલનો અભાવ છે. ત્યારે તલમાંથી તેલની ઉત્પત્તિ કેમ થાય છે ? કેમ કે તેલની ઉત્પત્તિ પહેલાં તલમાં તેલ વિદ્યમાન છે, તેવી રીતે માટીના પિંડમાં ઘટોત્પત્તિથી પહેલાં ઘટની સત્તા મૃત્તિકારૂપ કારણમાં વિદ્યમાન છે. એવીજ રીતે પ્રધાન એટલે જગતના મૂલ કારણમાં વ્યક્તાદિ કાર્ય સત છે, તેમજ ઉપાદાનનું ગ્રહણ કરવાથી કાર્ય સત્ છે. જેમ દધ્યર્થી પુરૂષ દુધ રૂપ ઉપાદાન કારણને ગ્રહણ કરે છે, પણ જલમાં તેની પ્રવૃતિ થતિ નથી. તેજ પ્રમાણે ઘટાર્થી માટીરૂપી ઉપાદાન કારણમાં પ્રવૃત રહે છે અને તે અન્ય પદાર્થને ગ્રહણ કરતો નથી. માટે સાંખ્ય સિધ્ધાંત મુજબ કારણમાં સૂક્ષ્મ રીતે કાર્ય સત્તા વિદ્યમાન છે, અને એક કાર્યને સંબંધ સઘળા કારણો સાથે રહેતો નથી, તેથી એક કાર્યની ઉત્પત્તિ અનેક કારણોમાંથી થતી નથી. પરંતુ જેમાં જેનો સંબંધ હોય તે તેનાથી ઉત્પન્ન થાય છે. કારણ વિના કાર્યની ઉપત્તિ થતી નથી. જેમ કે સોનાનું આભૂષણ સોનામાંથીજ નિપજે છે, નહિ કે ચાંદીમાંથી ! કુંભાર માટીમાંથી ઘડાની ઉત્પત્તિ કરે છે. પણ તે વાલુકામાંથી બનાવી શકતો નથી; કારણ કે, ઘટોત્પન્ન કરવાની શક્તિ વાલુકામાં નથી તેથી. કાર્યસત છે. અને કાર્યને કારણરૂપ સ્વીકાર કરવાથી અથવા કાર્ય કારણનો અભેદ હોવાથી કાર્ય સત છે. સત રૂપ જવમાંથી જવ ઉત્પન્ન થાય છે. ચોખામાંથી ચોખાની ઉત્પત્તિ થાય છે, પરંતુ કાંગમાંથી જવ તથા ચોખા ઉત્પન્ન થતા નથી. પૂર્વોકત પાંચ હેતુઓથી સિધ્ધ થાય છે કે, મહદાદિ કાર્ય ઉત્પત્તિથીપૂર્વે પોતાના મૂલ કારણમાં વિદ્યમાન છે. માટે સત્ કાર્યની ઉત્પત્તિ સત્ કારણમાંથી થાય છે, અસતમાંથી સતની ઉત્પત્તિ થતી નથી. ॥ ૯ ॥

हेतुमदनित्यमव्यापि सक्रियमनेकमाश्रितं लिङ्गम् ॥
सावयवं परतन्त्रं व्यक्तं विपरीतमव्यक्तम् ॥ १० ॥

(અર્થ) व्यक्तम् (વ્યકત) हेतुमत् (હેતુવાળું) अनित्यम् (અનિત્ય) अव्यापि ( એક દેશીય ) सक्रियम् ( ક્રિયાવાન્ ) *अनेकम्( અનેક રૂપે

રહે છે) आश्रितम् (આશ્રિત છે) लिङ्गम् (લય યુક્ત) सावयवम् (અવ-યવવાળું) परतन्त्रम् ( પરતન્ત્ર ) विपरीतम (વ્યકતથી ઉલટાં લક્ષણો-વાળું ) अव्यक्तम् (અવ્યક્ત છે.)

(ભાષ્ય તાત્પર્ય) વ્યકત જે મહદાદિ કાર્ય તે, હેતુવાળા છે. જેનો હેતુ એટલે કારણ હોય તે હેતુમાન્ કહેવાય છે. ઉપાદાન ૧, હેતુ ૨, કારણ ૩, નિમિત્ત ૪, આ પર્યાય શબ્દો છે. વ્યકતનો પ્રધાન હેતુ છે. એટલે વ્યકત હેતુમાન્ છે. વ્યકત પણ અહંકારનું કારણ છે, અહંકાર પણ પંચ તન્માત્રાઓનું કારણ છે. પંચ તન્માત્રાઓ પણ પંચમહાભૂતોને ઉત્પન્ન કરે છે. માટે એ પણ કારણ છે. જેવી રીતે મૃત્તિકાથી ઘટ ઉત્પન્ન થાય છે, તે અનિત્ય છે. તેમ પ્રધાનથી વ્યકત ઉત્પન્ન થાય છે. માટે વ્યકત પણ અનિત્ય છે. અને અવ્યાપિ વ્યકત છે. સર્વગતપણું પ્રધાન તથા પુરૂષમાંજ રહેલું છે. અને વ્યકત હંમેશાં ક્રિયાવાન્ હોય છે. અને અવ્યકતમાં ક્રિયા સંભવે નહિ. વ્યકત અનેક છે. બુધ્ધિ ૧, અહંકાર ૨, પંચતન્માત્રા ૩, એકાદશ ઇન્દ્રિયગણ ૪, અને પંચમહાભૂત ઇત્યાદિક ૫, વ્યકત અન્યાશ્રિત છે. કારણ કે, પંચ-મહાભૂતો પંચ તન્માત્રાઓને આશ્રયે રહેલા છે. અને તે પંચતન્માત્રા પણ અહંકારને આશ્રિત છે, તાત્પર્ય એ છે, કે, સંપૂર્ણ કાર્યવર્ગ પોતાના કારણને આશ્રિત છે. કાર્ય લિંગ (લયવાળું) છે. પ્રલયકાલમાં પંચમહાભૂતો તન્માત્રાઓમાં લય પામે છે. તન્માત્રાઓનો લય અહં-કારમાં થાય છે. અહંકાર મહત્તત્વમાં લય પામે છે. મહત્તત્વ પ્રકૃતિમાં લય પામે છે. પ્રકૃતિ સર્વનું કારણ હોવાથી તેનું લય સંભવે નહિ. વ્યકત સાવયવ તથા પરતન્ત્ર છે. અને પૂર્વે જે વ્યકતના ગુણ કહિ આવ્યા છીએ, તેનાથી અવ્યકત વિપરીત ગુણોવાળું છે. ॥ ૧૦ ॥

त्रिगुणमविवेकि विषयः सामान्यमचेतनं प्रसवधर्मि ॥
व्यक्तं तथा प्रधानं तद्विपरीतस्तथा च पुमान् ॥ ११ ॥

(અર્થ) व्यक्तम् (મહત્તત્વાદિ) त्रिगुणम् ( ત્રિગુણાત્મક ) अविवेकि (વિવેક હીન) विषयः ( વિષય થનારૂં ) सामान्यम् (સાધારણ) अचे-

---

* अप्राप्ति पूर्विका प्राप्तिः संयोगः तेनसह वर्तेत इति सावयवं सां. त. कौ.

तनम् (જડ ) प्रसवधर्मि ( ઉપજાવનાર ) तथा (તેવી રીતે) प्रधानम् (પ્રધાનના ધર્મો) तथा च (અને) तद्विपरीतः (વ્યકત તથા અવ્યકતથી ઉલટો) पुमान् (પુરૂષ છે)

( ભાષ્ય તાત્પર્ય ) વ્યકત જે મહત્તત્વ છે, તે ત્રણ ગુણોવાળું હોવાથી તેને ત્રિગુણાત્મક કહે છે. ગુણોદ્વારા જેનો વિવેક થઇ શકે નહિ એટલે તે અવિવેકી છે. અર્થાત આ ઘોડો છે ને પેલી ગાય છે. એવી રીતે વ્યકતનું વિવેચન થઇ શકતું નથી. પરંતુ જે ગુણ સમુદાય છે તેજ વ્યકત છે. અને જે વ્યકત છે, તે તેજ ગુણ સમુદાય છે. આ બન્નેનો અભેદ હોવાથી ભેદ દ્વારા પ્રતીતિ થતી નથી. તે સંપૂર્ણ પુરૂષનું ભોગ્ય હોવાથી વિષય છે. અને તે સર્વ પુરૂષોદ્વારા ગ્રહણ કરવા યોગ્ય છે. જેમ નૃત્ય કરનારી વેશ્યા પોતાના કટાક્ષદ્વારા અનેક પુરૂષોને પોતાનો હાવભાવ દેખાડે છે. પરંતુ તેની ભ્રૂકુટિ એક હોય છે, છતાં પણ દરેકને મોહ ઉપજાવવામાં પુરતી છે. તેમ વ્યકતને પણ જાણવું. વ્યક્ત અચેતન હોવાથી સુખ, દુઃખ, મોહાદિકોને જાણી શકતું નથી કારણ કે તે જડ છે. વ્યકત એટલે ઉત્પન્ન કરવું એજ જેનો સ્વભાવસિદ્ધ ધર્મ છે. અર્થાત્ ઉત્પત્તિ કરવાવાળો જે ધર્મ છે તે તેનાથી યુકત છે, જેમ બુદ્ધિથી અહંકાર, અહંકારથી પંચતન્માત્રા તથા એકાદશ ઇન્દ્રિય અને પંચતન્માત્રોઓથી પંચમહાભૂતો ઉત્પન્ન થાય છે. તેથી વ્યક્ત તથા અવ્યકત બન્ને પ્રસવધર્મવાળા છે. હવે વ્યકત તથા અવ્યકતથી ઉલટા ધર્મવાળો પુરૂષ એટલે આત્મા જાણવો. તાત્પર્ય એ છે. કે, પૂર્વોકત વ્યકતાવ્યકત અચેતન છે ને પુરૂષ ચેતન છે. જે જ્ઞાન શકિતથી રહિત હોય તેને જડ સમજવો, અને જ્ઞાન શકિતવાળાને ચેતન કહે છે. કારણ કે, ચેતન સુખદુઃખ મોહાદિકોને જાણે છે. જડમાં તે જ્ઞાન હોતું નથી પુરૂષથી કોઇપણ પદાર્થની ઉત્પતિ થતિ નથી એમ જાણવું ॥૧૧॥

प्रीत्यप्रीतिविषादात्मकाः प्रकाशप्रवृत्तिनियमार्थाः ॥
अन्योऽन्याभिभवाश्रयजनन मिथुन वृत्तयश्च गुणाः ॥१२॥

(અર્થ) गुणाः ( સત્વ, રજ અને તમ, ) प्रीत्यप्रीतिविषादात्मकाः ( પ્રીતિ અપ્રીતિ, અને મોહ રૂપ ) प्रकाश प्रवृत्तिनियमार्थाः ( પ્રકાશ, પ્રવૃત્તિ અને આળશના નિયમવાળા ) च (અને) अन्योऽ-

न्याभिभवाश्रयजननमिथुनवृत्तयः (પરસ્પર અભિભવ, આશ્રય, ઉત્પત્તિ અને સહચાર રૂપ વૃત્તિવાળા)

(ભાષ્ય તાત્પર્ય) સત્વ, રજ, અને તમ, આ ત્રણે ગુણો ક્રમથી પ્રીતિરૂપ, અપ્રીતિરૂપ, અને વિષાદ એટલે મોહ રૂપવાળા છે. તેમાં પ્રીતિરૂપ સત્વગુણ, કારણ કે, પ્રીતિ નામ સુખનું છે તે સુખરૂપજ સત્વગુણ છે, ને અપ્રીતિ નામ દુઃખનું છે. તે દુઃખરૂપ રજોગુણ છે. વિષાદ નામ મોહનું છે. તે મોહરૂપ તમોગુણ છે. આર્જવ એટલે સરલતા, લજ્જા, શ્રધ્ધા, ક્ષમા, દયા, જ્ઞાન, આ સઘળા સત્વગુણના ધર્મો છે. ને દ્વેષ (૧) દ્રોહ (૨) મત્સરતા (પારકા ગુણને સહન ન કરવું) ( ૩ ) અને નિંદા આ રજોગુણના ધર્મો છે. ને કુટીલતા, કૃપણતા, અજ્ઞાનતા, આ બધા તમોગુણના ધર્મો છે.

સત્વ, રજ, તથા તમ આ ત્રણે ગુણોની સામ્યાવસ્થાનું નામ પ્રકૃતિ પરંતુ વિષમાવસ્થામાં પ્રકાશ કરવામાં શકિતમાન સત્વગુણ છે. અને પ્રવૃત્તિ કરવામાં રજોગુણ સમર્થ છે. અને આળસ કરવામાં તમો-ગુણની પ્રધાનતા જોવામાં આવે છે. આ ગુણો પરસ્પર એક બીજાને તિર-સ્કાર કરીને રહ્યા છે. પ્રીતિ અપ્રીતિ ઇત્યાદિક ધર્મોદ્વારા એક બીજા ઉપર પ્રભાવ નાખે છે. અર્થાત્ સત્વ વૃધ્ધિ પામે છે, ત્યારે તે રજોગુણ તથા તમોગુણને દબાવે છે. જે વખતે પુરૂષમાં રજોગુણની પ્રવૃત્તિ થાય છે. ત્યારે સત્વ તથા તમોગુણને દબાઈ જવું પડે છે. અને તમોગુણની જ્યારે અધિકતા હોય છે. ત્યારે સત્વ તથા રજોગુણ વિષાદાદિક ધર્મોથી દબાઇ જાય છે. તેમજ આ ગુણો એક બીજાના આશ્રયથી પરસ્પર રહેલા છે. જેમ મૃત્તિકાનો પિંડ ઘડાને ઉત્પન્ન કરે છે. તેમ એક ગુણના ઉદયથી બીજા ગુણનો લય થાય છે. જેવી રીતે સુંદર ને સુશીલ સ્વભાવવાળી સ્ત્રી પોતાના પતિના સર્વ સુખોનું કારણ છે, તેવી રીતે સપત્નિને દુઃખનું કારણ થાય છે. તેજ સ્ત્રી રાગી પુરૂષને મોહનું કારણ થાય છે. અને રાજા સત્વગુણથી પ્રજાનું રક્ષણ કરે છે. દુષ્ટ પુરૂષોને દંડ આપે છે. આવી રીતે ગુણોની પરસ્પર સ્થિતિ જાણવી. ॥૧૨॥

सत्वं लघु प्रकाशकमिष्टमुपष्टम्भकं चलञ्च रजः ॥
गुरु वरणकमेव तमः प्रदीपवच्चार्थतो वृत्तिः ॥१३॥

અર્થ सत्वं (સત્વગુણ) लघु (હલકો) प्रकाशकम् ( પ્રકાશવાળો ) च (અને) रजः (રજોગુણ) उपष्टम्भकम् (પ્રેરક) चलम् (ચંચલ સ્વભાવ

વાળો) इष्टम् (માનેલો છે) च (અને) तमः (તમો ગુણ) गुरु ( ભારી ) वरणकम् ( આચ્છાદન સ્વભાવવાળો ) दीपवत् (દીવાની પેઠે) अर्थतः (કાર્ય સિધ્ધિ કરવામાં) वृत्ति (તત્પર છે) ॥૧૩॥

(ભાષ્ય તાત્પર્ય) જ્યારે શરીરમાં સત્વ ગુણ અધિક હોય ત્યારે પ્રત્યેક અંગો હલકાં થઈ જાય ને બુધ્ધિમાં દિવ્ય પ્રકાશ થાય છે. રજોગુણ અધિક થવાથી સંપૂર્ણ અંગો પ્રેરક બને છે. જેમ એક બળદ બીજા બળદને જોઈ લડાઇ માટે પ્રેરાય છે. તેમ આ રજોગુણનું સ્વરૂપ જાણવું. જ્યારે તમો ગુણ વધે છે ત્યારે શરીરના સંપૂર્ણ અંગો ભારી લાગે છે. અને ઇન્દ્રિઓ આચ્છાદિત થતી જણાય છે, અર્થાત્ પોતાના કાર્યમાં અસમર્થ જણાય છે. આ તમો ગુણની પ્રવૃત્તિ છે.

(શંકા) જો સત્વગુણનો ધર્મ પ્રીતિ હોય છે. રજોગુણનો સ્વભાવ અપ્રીતિ હોય. અને તમોગુણનો સ્વભાવ આવરણ (ઢાંકેલું) હોય. તો આ ગુણો પરસ્પર વિરોધિ વૃત્તિવાળા હોવાથી નાશ દશાને પામે. ?

(ઉત્તર) સિધ્ધાન્તિ કહે છે કે દીવાની માફક પ્રકાશરૂપ એક અર્થ સિધ્ધ કરવાને માટે જેવી રીતે તેલ, અગ્નિ, વાટ એ ત્રણે પરસ્પર વિરોધિ છે, છતાં પણ પોતાના સંયોગથી એક કાર્ય સિધ્ધ કરવામાં વિરોધિપણું જોવામાં આવતું નથી. તેવી રીતે ગુણોનું જાણવું. ॥૧૩॥

**अविवेक्यादिः सिद्धस्त्रैगुण्यात्तद्विपर्ययाभावात् ॥**
**कारणगुणात्मकत्वात् कार्यस्याव्यक्तमपि सिद्धम् ॥१४॥**

(અર્થ) कार्यस्य (મહદાદિ કાર્યમાં) त्रैगुण्यात् (કારણના ગુણ હોય છે) अविवेक्यादिः (અવિવેકાદિ ધર્મો) तस्मिन् (તેમાં) सिद्धम् (સિધ્ધ છે) तद्विपर्ययाभावात् (પુરૂષમાં તેનો અભાવ હોય છે) *कारण गुणात्मकत्वात् (કાર્યમાં કારણના ગુણ હોય છે) अव्यक्तम् (અવ્યકત પણ અવિવેકાદિ ગુણોવાળું) सिद्धम् (સિધ્ધ છે.)

---

* कारण गुण पूर्वकः कार्य गुणो दृष्टः (वैशेषिक दर्शन)

કારણસ્થિતગુણ કાર્યમાં જણાઇ આવે છે.

(ભાષ્ય તાત્પર્ય) હવે અવાન્તર પ્રશ્ન ઉપસ્થિત થાય છે. કે, અવિવેકાદિ ગુણો મહતત્ત્વાદિ તત્ત્વમાં પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ થાય છે. પરંતુ અવ્યકત જે પ્રધાન છે, તે પ્રત્યક્ષ પ્રમાણનો વિષય ન હોવાથી તેમાં અવિવેકાદિ ગુણો કેમ સંભવી શકે? (ઉ-તર) અવિવેક ઇત્યાદિકનો અભાવ પુરૂષમાં હોવાથી તથા ત્રૈગુણ્યતાના અભાવથી અવિવેકાદિ ગુણો પણ તેમાં ન હોવાથી અને જે કારણના ગુણો હોય તેજ કાર્યમાં આવે છે. માટે મહતત્ત્વાદિ કાર્યોમાં ત્રૈગુણ્યતા હોવાથી તેના કારણમાં પણ ગુણત્રયનો સંભવ છે. ॥૧૪॥

भेदानां परिमाणात्समन्वयाच्छक्तितः प्रवृत्तेश्च ।
कारण कार्य विभागादविभागाद्वैश्वरुपस्य ॥१५॥

(અર્થ) भेदानाम् (ભેદોનો) परिमाणात् (પરીમાણ પણું હોવાથી) समन्वयात् (કાર્યદ્વારા કારણનો અનુભવ કરવાથી) शक्तितः (શકિત અનુસાર) प्रवृत्तेः (પ્રવૃત્તિ હોવાથી) कारणकार्यविभागात् (કારણ અને કાર્યના વિભાગથી) वैश्वरुपस्य अविभागात् (અનેક રૂપ કાર્યવાળા પ્રધાનમાં વિભાગનો અભાવ હોવાથી અવ્યકત કારણ પ્રધાનની સિદ્ધિ થાય છે.)

આ કાર્યરૂપ જગતનો કર્ત્તા અવ્યક્ત છે. કારણ કે, કાર્યો હમેશાં પરિણામ વાળા હોય છે. જે પદાર્થનો કોઇ કર્તા હોય તેને અવશ્ય પરિણામવાળો જાણવો જેવી રીતે કુંભાર પરિણામવાળા માટીના ગોળાથી પરિણામ યુકત ઘડાને બનાવે છે, તેવી રીતે પ્રધાનનું કાર્ય મહતત્ત્વ ભેદવાળું હોવાથી પરિણામવાળું જાણવું, પ્રધાનનું કાર્ય બુધ્ધિ છે. બુધ્ધિ અહંકારને ઉત્પન્ન કરે છે અહંકાર તન્માત્રાઓને તથા અગીયાર ઇન્દ્રિઓને ઉત્પન્ન કરે છે તથા તન્માત્રાનું કાર્ય પંચ મહાભૂતો છે. આ નિયમ મુજબ દરેક કાર્યમાં પરિણામિતા જોવામાં આવે છે. માટે આનું કારણ અવશ્ય હોવું જોઇએ તે કારણ પ્રધાન છે. પ્રધાનજ પ્રથમ પરિણામી વ્યકતને ઉત્પન્ન કરે છે. યદિ પ્રધાન અસ્તિત્વમાં ન હોય તો વ્યકતની ઉત્પત્તિ સંભવે નહિ બીજું ઉદાહરણ સમનવયથી સિધ્ધ કરે છે. જેમ લોક વિષે વૃત્તધારી બ્રહ્મચારીને જોઇ તેના કુળનું તથા મૂળ કારણ માતા પિતાનું સ્મરણ થાય છે. માટે એના માતા પિતા

અવશ્ય બ્રાહ્મણુ જાતિના હોવા જોઇએ બીજું ઉદાહારણુ આ લોકમાં જે કાર્ય બનાવવામાં જેની શકિત હોય તે તેજ કાર્ય બનાવી શકે છે. કુંભાર ઘડાનેજ બનાવી શકે છે. વસ્ત્રોને નહિ જેવી રીતે "ઘડો" દહીં, મધ, જલ, દુધ, ઇત્યાદિકોને ધારણુ કરવામાં સમર્થ છે. તેવીજ રીતે માટીના ગોળામાં તે શકિત નથી, હવે વિશ્વનામ જગતનું છે. તેનું રૂપ વ્યકિત છે. તે પ્રધાનની સાથે વિભકત (જુદુ) અને અવિભકત (સાથે) જોવામાં આવે છે. તે અવિભકત પણું કાર્ય તથા કારણુના વિભાગથી જોવામાં આવે છે. ॥૧૫॥

**कारणमस्त्यव्यक्त प्रवर्तते त्रिगुणतः समुदयाच्च ।**

**परिणामतः सलिलवत्प्रतिप्रतिगुणाश्रयविशेषात् ॥ १६ ॥**

(અર્થ) **त्रिगुणतः** ( ત્રણુ ગુણોની ) **समुदयात्** ( સામ્યવસ્થાથી ) **अव्यक्तम्** (પ્રધાન) **कारणम्** (કારણુ) **अस्ति** (છે) **च** (અને) **परिणामतः** (પરિણામવાળા હોવાથી) **प्रतिप्रतिगुणाश्रयविशेषात्** (પ્રત્યેક ગુણુના જુદા જુદા આશ્રય વિશેષથી) **सलिलवत्** (પાણીની પેઠે) **प्रवर्ततेः** (પ્રધાનની પ્રવૃત્તિ થાય છે.)

(ભાષ્ય તાત્પર્ય) અવ્યક્ત છે, તે સંપૂર્ણ જડ જગતનું કારણુ છે. મહદાદિ તત્વોને ઉત્પન્ન કરે છે. ત્રણુ ગુણોની સમાન અવસ્થાનું નામ પ્રધાન છે. જેવી રીતે ગંગાજીનાં ત્રણે પ્રવાહો મહાદેવના મસ્તક ઉપર પડયા બાદ, તેઓ એકજ મહાન્ પ્રવાહને ઉત્પન્ન કરે છે, તેવી રીતે અવ્યક્ત ગુણુ સમુદાયદ્વારા મહદાદિ કાર્યને ઉત્પન્ન કરે છે, કારણુ કે, ગુણોનું જે આશ્રય વિશેષ છે. તેનાથી એક રૂપ જગત થઇ શકે નહિ. જેમ આકાશથી એકજ મધુર જળ વર્ષે છે. પરંતુ અનેક ઉપાધિઓ વડે મધુર તથા તિકતાદિ રસોને ધારણુ કરે છે. તેવીજ રીતે એકજ પ્રધાનની પ્રવૃત્તિથી સત્વગુણુના અધિકપણુાથી દેવતાઓ સુખેથી જીવે છે. રજોગુણુ પ્રાધાન્ય હોવાથી મનુષ્યો દુઃખથી જીવે છે. પશુ પક્ષીઓ મોહ વડે પોતાનું જીવન વ્યતિત કરે છે; કારણુ કે, તેઓને અત્યન્ત મૂઢાવસ્થામાં રહેવું પડે છે. એકજ પ્રધાનના વિવિધ ગુણોથી ભેદ દષ્ટિગત થાય છે. ॥ ૧૬ ॥

सङ्घातपरार्थत्वात् त्रिगुणादिविपर्ययादधिष्ठानात् ।
पुरुषोऽस्ति भोक्तृभावात् कैवल्यार्थं प्रवृत्तेश्च ॥ १७ ॥

**(અર્થ)** **सङ्घातपरार्थत्वात्** (તત્વોનું સંઘાત (મેળ) બીજાને (પુરૂષ) માટે હોવાથી) **त्रिगुणादिविपर्ययात्** (ત્રણ ગુણો પરસ્પર ઉલટા ધર્મવાળા હોવાથી) **अधिष्ठानात्** (અધિષ્ઠિત હોવાથી) **भोक्तृभावात्** (ભોકતાપણાનો અભાવ હોવાથી ) **च** ( અને ) **कैवल्यार्थं प्रवृत्तेः** ( મોક્ષને માટે પ્રવૃત્તિ હોવાથી ) **पुरुषः** ( પુરૂષ ) **अस्ति** ( છે ).

**(ભાષ્ય તાત્પર્ય)** પ્રથમ વ્યક્ત અવ્યકત અને "જ્ઞ" ના જ્ઞાનથી મોક્ષ થાય છે. આમ કથન કર્યા બાદ પ્રથમ વ્યકતનું સ્વરૂપ બતાવી આવ્યા ને પાંચ હેતુઓદ્વારા અવ્યકતનિસિધ્ધિ બતાવી ચૂકયા બાદ પુરૂષનું લક્ષણ કહે છે. કારણ કે, જે આ મહત્તત્ત્વાદિ જડતત્વોનું સંઘાત પોતાને માટે નથી. હમેશાં ભોકતા ચેતન હોય છે, જડ નહિ. આ અનુમાનથી ચેતન પુરૂષની સિધ્ધિ થાય છે. જેવી રીતે સર્વોત્તમ મકાનમાં પલંગ મૂકાએલો છે, તથા ગાદલાદિ ઉપકરણો પણ દ્રષ્ટિગત થાય છે, તેમજ નાનાપ્રકારની ભોજન સામગ્રી પણ તૈયાર છે. આ વસ્તુ સમમુદાયને જોઇ કહિ શકાશે કે, આનો ભોકતા કોઇ ચેતન છે. જડમાં ભોકતાપણું સંભવે નહિ. જેને માટે શય્યા છે, એને માટે આ પંચમહાભૂતોનું પરિણામ જે સ્થૂલ શરીર તે પણ તેના ભોગની સામગ્રી છે. તથા ત્રણ ગુણોના વિપર્યપણાથી ગુણાતીત ચેતન આત્મા અધિષ્ઠાન રૂપે રહેલો છે. મધુર ઈત્યાદિ ષટરસોયુકત જે અન્ન તેનો ભોકતા પણ પુરૂષ છે. સૂક્ષ્મપણાથી વિચાર કરીએ તો જણાય છે કે, પ્રધાને પુરૂષના ભોગને માટે મહત્તત્વથી આરંભીને શરીર પર્યન્ત ભોગ સામગ્રી ઉત્પન્ન કરી છે. કૈવલ્ય એટલે મોક્ષ પ્રાપ્તિ માટે મનુષ્યોની પ્રવૃત્તિ હોવાથી આત્માની સિધ્ધિ થાય છે. કારણ કે, વિદ્વાન વર્ગ તથા અવિદ્વાન આ બન્ને સમુદાયો દુ:ખ નિવૃત્તિની ઈચ્છા રાખે છે. અર્થાત સંસાર બંધનથી છુટવાના પ્રયત્નોને જોઈ અનુમાન થાય છે કે, આ દશ્ય જડ સંઘાતથી ભિન્ન કોઇ દષ્ટા આત્મા છે કે જેને મોક્ષની ઇચ્છા ઉદ્ભવે છે. ॥ ૧૭ ॥

---

"संहत् परार्थत्वात्" इति पाठभेदः

जन्ममरणकरणानां प्रतिनियमादयुगपत्प्रवृत्तेश्च ॥
पुरुषबहुत्वं सिद्धं त्रैगुण्यविपर्ययाच्चैव ॥ १८ ॥

(અર્થ) जन्ममरणकरणानाम् (જન્મ મરણ અને ઇન્દ્રિઓની) प्रतिनियमात् (જુદી જુદી પ્રવૃતિઓ હોવાથી) च (અને) तेषाम् (તેઓની) अयुगपत्प्रवृत्तेः (એક કાલમાં સામટી પ્રવૃત્તિ ન હોવાથી) च (અને) त्रैगुण्यविपर्ययात् (ત્રણ ગુણોમાં પરસ્પર ભેદ હોવાથી) एवं (નિશ્ચયપૂર્વક) * पुरुषबहुत्वम् (પુરૂષોનું અનેકપણું) सिद्धम् (સિદ્ધ છે.)

(ભાષ્ય તાત્પર્ય) જન્મ મરણ અને ઇન્દ્રિયોની દરેક પુરૂષની સાથે જુદી જુદી નિયમિત પ્રવૃત્તિ હોવાથી પુરૂષ (આત્મા) અનેક છે. એમ સિધ્ધ થાય છે. જો એકજ આત્મા હોય તો એકના જન્મથી સઘળાઓનું જન્મ થવું જોઇએ, પણ તેમ થતું નથી. એકના મરણથી બીજાઓનું મરણ થતું નથી. કોઇક કાણો હોય, કોઇક લંગડો હોય, અને કોઇક બહેરો હોય, એવી રીતે દરેક સ્થળે જોવામાં આવે છે. પરંતુ આ સઘળાઓમાં એક સામટાં પૂર્વોકત ઇન્દ્રિય વિકારો જોવામાં આવતાં નથી.

તેથી પણ સિધ્ધ થાય છે. કે, પુરૂષો અનેક છે કેમકે દરેકનું જન્મ તથા મરણ અને ઇન્દ્રિયનું નિયમન પ્રત્યેક દેહની સાથે હોય છે. જે સમયે એક પુરૂષ જન્મે છે. તેનાથી ભિન્ન કાલમાં બીજાનું જન્મ થાય છે. તેવી રીતે મૃત્યુની પણ વસ્તુ સ્થિતિ એમજ બને છે. તથા પુરૂષ અનેક હોવાનું બીજું પ્રમાણ એક પુરૂષ ધર્મમાં પ્રવૃત્ત થાય, તો સઘળા પુરૂષોને ધર્મમાં પ્રવૃત્ત થવું જોઇએ, અથવા એકની અધર્મમાં પ્રવૃત્તિ થાય, તો બીજા સઘળાઓને પણ તે પ્રવૃત્તિની સાથે અનુકુલ થવું જોઇએ. કોઈ ધર્મમાં પ્રવૃત્ત થાય છે, કોઇક જ્ઞાનમાં, કોઇક વૈરાગમાં અને કેટલાંકને અજ્ઞાન તરફ વળતાં જોઇને એમ અનુમાન કરી શકાય છે કે, એક પુરૂષનો આ પ્રવૃત્તિ કેમ સંભવે? તથા ગુણ ભેદથી પણ દરેકની જુદી જુદી પ્રવૃત્તિઓ જોવામાં આવે છે. ॥૧૮॥

---

* વૈશેષિક દર્શનમાં પણ આત્મા અનેક છે એમ કણાદ મુનિ કહે છે કે, 'व्यवस्थातो नाना' અર્થાત્ સુખ, દુઃખ, અને જ્ઞાનની વ્યવસ્થા કરવાથી સિદ્ધ થાય છે કે, આત્મા અનેક છે. જો એકજ આત્મા હોય તો, કોઇ મનુષ્ય સુખ અથવા દુઃખાનુભવ કરી શકે નહિ માટે આત્મા અનેક છે.

**तस्माच्च विपर्यासात्सिद्धं साक्षित्वमस्य पुरुषस्य ॥**
**कैवल्यं माध्यस्थ्यं द्रष्टृत्वमकर्तृभावश्च ॥ १९ ॥**

**(અર્થ)** **तस्मात्** (તેને લીધે) **गुणानाम्** (ગુણોનું) **विपर्यासात्** (પરસ્પર વિપરીત ધર્મ હોવાથી) **अस्य पुरुषस्य** ( આ પુરૂષનું ) **साक्षित्वम्** (સાક્ષીપણું) **सिद्धम्** ( સિધ્ધ છે ) **च** (અને) **अकर्तृभावः** ( અકર્તાપણું) **माध्यस्थ्यम्** (મધ્યસ્થતા) **द्रष्टृत्वम्** (દ્રષ્ટા) **कैवल्यम्** (કૈવલ્યતા છે )

(ભાષ્ય તાત્પર્ય) જેવી રીતે ત્રણ ગુણોની વિપરીતતાથી પુરૂષ નિર્ગુણ વિવેકી અને ભોકતા બને છે. તેને લીધે કર્તારૂપ જે ગુણ સમુદાય છે, તેનું સાક્ષી હોવાથી અને ગુણ સમુદાય કર્તા થઈ પ્રવૃત થાય છે. પરંતુ સાક્ષીની પ્રવૃત્તિ થતી નથી. પુરૂષ ત્રણ ગુણોથી રહિત છે, તથા મધ્યસ્થ છે. એ તેની રીત ભાતથી જાણી શકાય જેમ કોઈ ખેડુત પોતાની ભૂમિમાં કૃષિ કાર્ય કરતો હોય, અને તેની પાસે કોઈક સન્યાસી તેની ક્રિયાને જોઈ રહયો છે, પણ તેમાં પ્રવૃત્ત થતો નથી. એને લીધે ચેતન પુરૂષ મધ્યસ્થ, અકર્તા, અને દ્દષ્ટ પણ છે. ॥ ૧૯ ॥

**तस्मात्तत्संयोगादचेतनं चेतनावदिव लिङ्गम् ॥**
**गुणकर्तृत्वे च तथा कर्तेव भवत्युदासीनः ॥ २० ॥**

**(અર્થ)** **तस्मात्** (તે કારણથી) **संयोगात्** (પુરૂષના સંયોગથી) **तत्** (તે) **लिङ्गम्** (મહત્તત્વાદિ કાર્ય) **अचेतनम्** (જડ સમુદાય છતાં) **चेतनवत्** (ચેતન જેવા) **इव** (નિશ્ચય ) **भासते** ( ભાસે છે) **च** ( અને ) **गुणकर्तृत्त्वे** (ગુણોનું કર્તા પણું હોવા છતાં) **तथा** (તેવી રીતે) **इति** (પૂર્વોકત) **उदासीनः** (ઉદાસીન) **कर्ता इव** (કર્તા જેવો પ્રતીત થાય છે.)

(ભાષ્ય તાત્પર્ય) પુરૂષ કર્તાની માફક જોવામાં આવે છે. પણ વાસ્તવિક રીતે કર્તા નથી. જેમ લોકમાં શીતલ ગુણવાળા પદાર્થની સાથે જ્યારે ઘડાનો સંયોગ થાય, ત્યારે ઘડો પણ શીતલ ગુણવાળો જોવામાં આવે છે અને ઉષ્ણ ગુણવાળા પદાર્થની સાથે સંયોગ થતાં, તેમાં ઉષ્ણતા પ્રતીત થાય છે. પરંતુ ઘડામાં શીત પણું તથા ઉષ્ણતા

હોતી નથી. તેવી રીતે મહત્તત્ત્વાદિ કાર્ય પદાર્થોમાં ચેતનતા નથી. પરંતુ પુરૂષના સંયોગથી તેઓમાં ચેતનતા જોવામાં આવે છે.

તે કારણ થકી સત્વાદિ ગુણોજ કર્તા છે. પુરૂષ કર્તા નથી. યદ્યપિ લોકમાં કર્તા તરીકે તેનો વ્યહવાર થાય છે. પરંતુ પુરૂષ કર્તા, ભોક્તા અને ગન્તા છે ? તત્વદૃષ્ટિથી જોતાં ગુણોમાં કર્તાપણુ છે. પુરૂષ તો ઉદાસીનની પેઠે સ્થિત છે. એટલે ગુણો ના સંગથી ચેતન પુરૂષ કર્તાની માફક જોવામાં આવે છે. તત્વ દ્રષ્ટિએ પુરૂષ અકર્તા છે જેમ કે સજ્જન પુરૂષ પણ ચોરોના કુસંગથી ચોર તરીકે માનવામાં આવે છે. એવી રીતે ગુણ સમુદાયમાં ઓતપ્રોત રહેલો આત્મા અકર્તા છતાં પણ કર્તા તરીકે દ્રષ્ટિગત થાય છે. આવી રીતે વ્યકત, અવ્યકત, અને પુરૂષ તેનો પરસ્પર ભેદ બતાવવામાં આવ્યો છે. જેના વિભાગથી મોક્ષની પ્રાપ્તિ થાય છે ॥ ૨૦ ॥

पुरुषस्य दर्शनार्थं कैवल्यार्थं तथा प्रधानस्य ॥
पङ्गवन्धवदुभयोरपि संयोगस्तत्कृतः सर्गः ॥ २१ ॥

(અર્થ) पुरुषस्य (પુરૂષનો) तथा (અને) प्रधानस्य (પ્રધાનનો) संयोगः (સંયોગ) पङ्गवन्धवत् (લંગડા તથા આંધળાની પેઠે) स्तः (છે) प्रधानस्य (પ્રધાનને) दर्शनार्थं (જોવાને માટે) च (અને) पुरुषस्य (પુરૂષનો) कैवल्यार्थं (મોક્ષને માટે) उभयोः (બન્નેનો) यः (જે સંયોગ છે, તે) *तत्कृतः (તેના સયોગથી) सर्ग (સંસાર છે.)

(ભાષ્ય તાત્પર્ય) પુરૂષનો પ્રધાનની સાથે સંયોગ. તે પ્રધાનને જોવા માટે છે. પુરૂષ પ્રકૃતિને તથા મહદાદિ કાર્યને અને સ્થૂલભૂત પર્યન્ત જુએ છે. ને પ્રધાનનો પુરૂષ સાથેનો સંયોગ મોક્ષને માટે છે. અર્થાત પાંગળો માણસ અને નેત્રહીન પુરૂષની પેઠે, પ્રકૃતિ, પુરૂષનો સંયોગ છે. જેવી રીતે કોઇ એક પાંગળો પુરૂષ અને એક અંધ પુરૂષ પોતાનાં સંબંધિઓ સાથે ચાલ્યા જતા હતા. પણ દૈવયોગે ધાડુપાડુઓ આવી જતાં અન્ય સમુદાય છિન્ન ભિન્ન થઇ ગયો અને અસહાય થઇ ગયલાં પૂર્વોકત બન્ને પુરૂષો પરસ્પર મિત્ર ભાવથી જોડાઇ ગયા. આંધાળાએ લંગડાને પોતાના કાંધપર બેસાડી દીધો કારણ કે, પાંગળામાં દર્શન શક્તિ

---

* द्रष्टु दृश्ययोः हेयहेतुः

દ્રષ્ટા અને દ્રશ્યનો સંયોગ તેજ સંસારનું કારણ છે. યોગસૂત્રમ્

હતી. પરંતુ ગમન શકિતના અભાવે આંધળાએ તેને ઉપાડી લીધો, તેમજ અંધ પુરૂષમાં ગમનશકિત વિદ્યમાન હતી અને દર્શન શકિત ન હોતાં પંગુ પુરૂષે બતાવેલો જે માર્ગ, તે ઉપરજ ચાલવા લાગ્યો, ચાલતાં ચાલતાં બન્ને ઇચ્છિત સ્થાન ઉપર પહોંચી ગયા. આ દ્રષ્ટાન્તથી સમજવાનું એ છે કે, પુરૂષ એટલે ચેતન આત્મામાં દર્શન શકિત છે. પરંતુ ક્રિયા શકિત નથી. આંધળાની પેઠે પ્રધાનમાં દર્શન શકિત નથી, પણ ક્રિયા શકિત છે. એવીરીતે પ્રધાન પણ પુરૂષને કૈવલ્ય પ્રાપ્ત કરાવી દુર થઇ જાય છે. પુરૂષ પણ પ્રધાનને જોઇ કૈવલ્યને પ્રાપ્ત થાય છે; તાત્પર્ય એ છે કે સાંખ્યસિધ્ધાન્તાનુસાર પ્રધાન પુરૂષના સંયોગનેજ સંસાર કહે છે. અને એક બીજાથી પ્રથક્ પ્રથક્ થઇ જવું એ કૈવલ્ય છે. ॥ ૨૧ ॥

**प्रकृतेर्महांस्ततोऽहङ्कारस्तस्माद् गणश्च षोडशकः ॥**
**तस्मादपि षोडशकात्पञ्चभ्यः पञ्च भूतानि ॥ २२॥**

(અર્થ) **प्रकृतेः** (પ્રકૃતિથી) **महान्** ( મહત્તત્વની ઉત્પત્તિ થાય છે.) **ततः** (તે મહત્તત્વથી) **अहंकारः** (અહંકાર ઉત્પન્ન થાય છે) **तस्मात्** (તે અહંકારથી) **षोडशकोगणः** (સોળ તત્વોનો સમુદાય) **तस्मादपि** (તે) **षोडशकात्** ( સોળ ગણુમાંથી ) **पञ्चभ्यः** ( પંચ તન્માત્રાઓથી ) **पञ्चमहाभूतानि** (પાંચ મહાભૂતોની ઉત્પત્તિ થાય છે.)

(ભાષ્ય તાત્પર્ય) પ્રકૃતિ, પ્રધાન, બ્રહ્મ, અવ્યકત, બહુધાનક, અને માયા આ છ નામો પ્રકૃતિના છે. મહાન્ બુદ્ધિ, આસુર, મતિ, ખ્યાતિ, જ્ઞાન, પ્રજ્ઞા આ સાત પ્રર્યાયવાચક શબ્દો મહત્તત્વના છે અહંકાર, ભૂતાદિ, વૈકૃત, તૈજસ, અભિમાન. આ પાંચ નામો અહંકારના છે. પ્રથમ પ્રકૃતિથી મહત્તત્વ ઉત્પન્ન થયું. અને મહત્તત્વથી અહંકાર ઉત્પન્ન થયો. અહંકારથી પંચતન્માત્રાઓ અને એકાદશ ઇન્દ્રિઓ ઉત્પન્ન થઇ. તેમજ પંચતન્માત્રાઓથી પંચમહાભૂતો ઉત્પન્ન થયા હવે, ક્રમશ પંચતન્માત્રાઓના નામો શબ્દતન્માત્રા, સ્પર્શતન્માત્રા, રૂપતન્માત્રા, રસતન્માત્રા, અને ગન્ધતન્માત્રા. આ પાંચ તન્માત્રાઓ કહેવાય છે. હવે એકાદશ ઇન્દ્રિઓના નામો શ્રોત્ર (કાન) ત્વક (ચામડી) ચક્ષુ (આંખ) જીવ્હા (જીભ) ઘ્રાણુ (નાશિકા) આ પાંચ જ્ઞાનેન્દ્રિઓ

કહેવાય છે. હવે કર્મેન્દ્રિઓના નામો વાક (વાણી) પાણી (હાથ) પાદ (પગ) પાયુ (ગુદા) ઉપસ્થ (મૂત્રેન્દ્રિય) આ પાંચ કર્મેન્દ્રિ વર્ગ કહેવાય છે. મનની સાથે એકાદશ ઇન્દ્રિય સમુદાય તથા પચંતન્માત્રાઓ મળી સાંખ્ય સિધ્ધાન્ત મુજબ આ ષોડશ ગણ કહેવાય છે. આ દરેકની ઉત્પત્તિ અહંકારથી થાય છે, એમ જાણવું. તથા પચીસ તત્વોના જ્ઞાનથી મોક્ષ થાય છે. ॥ ૨૨ ॥

अध्यवसायो बुद्धिर्धर्मो ज्ञानं विराग ऐश्वर्यम् ॥
सात्विकमेतद्रुपं तामसमस्माद्विपर्यस्तम् ॥२३॥

(અર્થ) बुद्धिः (બુધ્ધિ) अध्यवसायः (નિશ્ચયાત્મક છે) धर्मः (ધર્મ) ज्ञानं (જ્ઞાન) विरागः (વૈરાગ્ય) ऐश्वर्यम् (ઐશ્વર્ય) एतत् रुपम् (આ રૂપ) सात्विकम् (સાત્વિક બુધ્ધિનું છે) अस्मात् (અનાથી) विपर्यस्तम् (ઉલટાં અર્થાત અધર્મ, અજ્ઞાન, અનવૈરાગ્ય, અને અનૈશ્વર્ય) तामसम् (તમો ગુણવાળી બુદ્ધિના લક્ષણો છે. ॥૨૩॥

(ભાષ્ય તાત્પર્ય) અધ્યવસાય નિશ્ચયનું નામ છે. જેવી રીતે બીજમાથી ભવિષ્યદ વૃત્તિથી અંકુર ઉત્પન્ન થાય છે આ ઘડો છે. આ વસ્ત્ર છે. આવી રીતે નિશ્ચયનું નામ બુધ્ધિ છે. અને સાત્વિક તથા તામસના ભેદથી બુધ્ધિ આઠ પ્રકારની છે. આ પ્રકારે બુધ્ધિના સાત્વિક ભેદો ચાર છે. ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય. ઐશ્વર્ય, તેમાં ધર્મનું સ્વરૂપ કહે છે ધ્યાન, દાન, *યમ નિયમાદિરૂપ ધર્મ છે. તેમાંથી અહિંસા સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, પરિગ્રહ, આ પાંચ યમ છે. શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય, ઇશ્વરપ્રણિધાન, આ પાંચ નિયમો છે. જ્ઞાન, પ્રકાશ, અવગમ અને ભાન એ ચાર જ્ઞાનના પર્યાયો છે. જ્ઞાનના બે ભેદો શાસ્ત્રકારો જણાવે છે. એક બાહ્ય જ્ઞાન, અને એક આભ્યન્તર જ્ઞાન પ્રથમ બાહ્યજ્ઞાનનું દિગ્દર્શન કરાવશું. શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂકત, છંદ, જયોતિષ, આ છ અંગો સહિત ચાર વેદો અષ્ટાદશ,

---

अहिंसासत्यास्तेय ब्रह्मचर्यापरिग्रहायमाः

અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, ને અપરિગ્રહ આયમ છે.

शौचसंतोष तपस्वाध्येश्वरप्रणिधानानि नियमाः

શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય, અને ઈશ્વર પ્રણિધાન આ નિયમો છે. યોગસૂત્રમ્

પુરાણુ, ન્યાય, મીમાંસા, અને ધર્મશાસ્ત્ર, આ શાસ્ત્ર સંદર્ભને બાહ્યજ્ઞાન કહે છે. અને પ્રકૃતિ, પુરૂષનું જ્ઞાન તેને અંતર જ્ઞાન કહે છે. આ પ્રકૃતિ, સત્વ, રજ, અને તમ, એ ત્રણે ગુણોની સામ્યાવસ્થાનું નામ છે, ને નિર્ગુણ વ્યાપી ચેતન તેનું નામ પુરૂષ છે. આ બન્નેની સાથે બાહ્ય જ્ઞાન દ્વારા સંસાર ઉપર અનુરાગ થાય છે અને અંતરજ્ઞાનથી મોક્ષ થાય છે. વૈરાગ્યના પણ બે ભેદ છે. બાહ્ય વૈરાગ્ય અને અંતર વૈરાગ્ય છે. દૃષ્ટ વિષયોનો સંગ્રહ અને રક્ષા કરવામાં જે દુઃખ થાય છે, તેને જોઇ કરી ને દ્રષ્ટ વિષય ઉપર અરૂચી નાશ (હિંસાદિ દોષોનું અવલોકન કરીને તૃષ્ણાથી રહિત થવું એ બાહ્ય વૈરાગ્ય કહેવાય છે. અને વિરકત પુરૂષને જ્યારે બ્રહ્મલોકથી લઇને સંસારિક ભોગો સ્વપ્નવત્ ઇન્દ્રજાલની પેઠે અસત્ય જણાય તેને અંતર વૈરાગ્ય કહે છે. અને ઐશ્વર્યના પણ આઠ ભેદ છે. જેમ કે, અણિમા, મહિમા, લઘિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઉશિતત્વ, અને વશિત્વ, કામાવસાયિત્વ આ અણિમાદિ આઠ ઐશ્વર્ય દ્વારા સાધક પુરૂષ સંપૂર્ણ કામનાઓ સેવે છે. ॥ ૨૩ ॥

अभिमानोऽहङ्कारस्तस्माद् द्विविधः प्रवर्तते सर्गः ॥
एकादशकश्च गणस्तन्मात्रः पञ्चकश्चैव ॥२४॥

(અર્થ) अभिमानः (અભિમાન) एव (નિશ્ચય) अहंकारः (અહંકાર છે.) तस्मात् (તે અહંકારથી) द्विविधः (બે પ્રકારનો) सर्गः (સંસાર) प्रवर्तते (પ્રવર્તે છે) एकादशकः (અગીયાર) गणः (ઇન્દ્રય સમુદાય) पञ्चकः (પાંચ) तन्मात्रः (તન્માત્રાઓ પ્રવર્તે છે) ॥૨૪॥

(ભાષ્ય તાત્પર્ય) અભિમાનનું બીજું નામ અંહકાર છે તે અહંકારથી બે પ્રકારની સૃષ્ટિ ઉત્પન્ન થાય છે. એકાદશ ઇન્દ્રિયગણ અને બીજી પાંચ તન્માત્રાઓની ઉત્પત્તિ થાય છે. ॥ ૨૪ ॥

सात्विक एकादशकः प्रवर्तते वैकृतादहङ्कारात् ॥
भूतादेस्तन्मात्रः स तामसस्तैजसादुभयमा ॥२५॥

(અર્થ) वैकृतात् (વૈકૃત નામના) अहङ्कारात् (અહંકારથી) एकादशकः (અગીયાર ઇન્દ્રિય ગણ) प्रवर्तते (પ્રવર્તે છે) भूतादेः (તામસ અહંકારથી પંચતન્માત્રાઓ પ્રવૃત્ત થાય છે) स (તે તમાસ) तैजसात्

(રજોગુણમાંથી) उभयम् (એકાદશ ઇન્દ્રિય ગણ અને પંચ તન્માત્રા ઓ ઉત્પન્ન થાય છે)

(ભાષ્ય તાત્પર્ય) જ્યારે અહંકારમાં સત્વગુણ વૃદ્ધિ પામે છે, અને રજોગુણ તથા તમોગુણ દબાય છે, ત્યારે તે અહંકાર સાત્વિક કહેવાય છે. તે સાત્વિક અહંકારને પૂર્વાચાર્યોએ 'વૈકૃત' નામ આપ્યું છે. તે વૈકૃત નામના અહંકારથી એકાદશ ઇન્દ્રિયગણ ઉત્પન્ન થાય છે જ્યારે અહંકારમાં તમો ગુણની પ્રબલતા થાય છે ત્યારે સત્વગુણ તથા રજોગુણ તેનાથી આચ્છાદિત થાય છે, ત્યારે તેને તામસ અહંકાર કહે છે. અને સાંખ્ય પરિભાષામાં તેનું નામ 'ભૂતાદિ' કહેવામાં આવ્યું છે. તે ભૂતાદિ અહંકારથી પંચતન્માત્રાઓ ઉત્પન્ન થાય છે. જ્યારે અહંકારમાં રજોગુણી માત્રા અધિક જોવામાં આવે છે. અને તે દ્વારા સત્વ અને તમોગુણ તિરસ્કૃત રહે છે ત્યારે તે અહંકારને સાંખ્યાચાર્યો 'તૈજસ' અહંકાર કહે છે. તૈજસ અહંકારથી એકાદશ ઇન્દ્રિય તથા પંચ તન્માત્રાઓ ઉત્પન્ન થાય છે. કારણ કે રજોગુણ મધ્ય વૃત્તિવાળો હોવાથી અન્ય ગુણોને સહાયતા આપી સૃષ્ટયુત્પત્તિમાં ઉપકારી જોવામાં આવે છે. ॥ ૨૫ ॥

* बुद्धीन्द्रियाणि चक्षुः श्रोत्रघ्राणरसनस्पर्शनकानि ॥
वाक्पाणिपादपायूपस्थान् कर्मेन्द्रियाण्याहुः ॥२६॥

(અર્થ) चक्षुः श्रोत्रघ्राणरसनस्पर्शनकानि (આંખ, કાન નાસિકા, જીભ, અને ચામડી) बुद्धीन्द्रियाणि (આને જ્ઞાનેન્દ્રિયો કહે છે.) वाक्पाणिपादपायूपस्थान् (વાણી, હાથ, પગ, ગુદા અને લિંગ,) कर्मेन्द्रियाणि (આને કર્મેન્દ્રિઓ) आहुः (કહે છે.)

(ભાષ્ય તાત્પર્ય) નેત્ર ઇન્દ્રિયથી માંડીને સ્પર્શન (ચામડી) પર્યંત જ્ઞાનેન્દ્રિય કહેવાય છે. સ્પર્શ કરવામાં આવે છે. તેને ત્વગેન્દ્રિય કહે છે. જે ઇન્દ્રિય સમૂહ દ્વારા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગન્ધ,

---

* बुद्धिसाधनानि इन्द्रियाणि बुद्धीन्द्रियाणि कर्मसाधनानि इन्द्रियाणि कर्मेन्द्रियाणि

જ્ઞાનના સાધનરૂપ ઇન્દ્રિયોને જ્ઞાનેંદ્રિય કહે છે ને કર્મના સાધનરૂપ ઇન્દ્રિયગણને કર્મેન્દ્રિય કહે છે. સાં કૌ. ટી.

આ પાંચ વિષયોનું પૃથક્ પૃથક્ જ્ઞાન કરાવે તેનું નામ જ્ઞાનેન્દ્રિય. વાણી, હાથ, પગ, ગુદા અને લિંગ, આનું નામ કર્મેન્દ્રિય છે. કારણ કે, આ પાંચ ઇન્દ્રિયવર્ગ દ્વારા કામ કરવામાં આવે છે. વાણી બોલવાનુ કામ કરે છે. હાથ દ્વારા નાના પ્રકારના વ્યવહારો થાય છે. પગ ગમના ગમનનો વ્યાપાર કરે છે. ગુદા દ્વારા મળ ત્યાગ કરાય છે. લિંગ વિષયાનંદ ઉત્પન્ન કરે છે અને તેથી પ્રજોત્પત્તિ થાય છે. ॥ ૨૬ ॥

**उभयात्मकमत्र मनः सङ्कल्पकमिन्द्रियञ्च साधर्म्यात् ॥**
**गुणपरिणामविशेषान्नानात्वं बाह्यभेदाश्च ॥२७॥**

**(અર્થ) उभयात्मकम्** (બન્ને જાતની ઇન્દ્રિયવાળું) **मनः** ( મન ) **अत्र** (આમાં) **संकल्पकम्** (સંકલ્પ ધર્મવાળું) **च** (અને) **इन्द्रियम्** (ઇન્દ્રિય) **साधर्म्यात्** ( સાધર્મ્યતાને લીધે ) **गुणपरिणामविशेषात्** (ગુણ પરિણામ ને લીધે) **च** (અને) **बाह्यभेदाः** (બાહ્ય વિષયોના ભેદ ને લીધે) **नानात्वम्** (ઇન્દ્રિયોનું અનેક પણું છે)

**(ભાષ્ય તાત્પર્ય)** એકાદશ ઇન્દ્રિયોના સમુદાયમાં મન બન્ને રૂપે જોવામાં આવે છે. અર્થાત્ જ્ઞાનેન્દ્રિયોની સાથે જ્ઞાનેન્દ્રિયની માફક વર્તે છે. અને કર્મેઇન્દ્રિયોની સાથે કર્મેન્દ્રિયની માફક પ્રવૃત્તિ કરે છે. કારણ મન જ્ઞાનેન્દ્રિયોની વૃત્તિને પ્રવૃત્ત કરાવે છે. તેમજ કર્મેન્દ્રિયોની પણ પ્રવૃત્તિ કરાવે છે. તેને લીધે સાંખ્ય સિદ્ધાંતમાં મનને ઇન્દ્રિયરૂપ કહ્યું છે; અર્થાત્ સંકલ્પરૂપ પણ છે. અને ઇન્દ્રિય રૂપે છે. સમાન ધર્મતાને લીધે એટલે સાત્વિક અહંકારને લીધે જ્ઞાનન્દ્રિયનો સમુદાય અને કર્મેન્દ્રિય વર્ગ મનની સાથે ઉત્પન્ન થાય છે. તેમાં મનની સંકલ્પવૃત્તિ મુખ્ય છે. તેમજ જ્ઞાનેન્દ્રિયોની જે શબ્દાદિ વૃત્તિઓ છે, તેઓની તેમાં પ્રધાનતા છે અને કર્મેન્દ્રિયોની વચનાદિક પ્રવૃત્તિ કહેલી છે. અહિં પૂર્વપક્ષી પૂછે કે. ઇન્દ્રિયો ભિન્ન ભિન્ન વિષયોને ગ્રહણ કરે છે? તે ઇશ્વરદ્વારા કે પોત પોતાના સ્વભાવથી ગ્રહણ કરી રહી છે બુધ્યાદિદ્વારા વિષયોને ગ્રહણ કરી શકાય નહિ કેમ કે, પ્રધાનની માફક બુદ્ધિ અને અહંકાર તો જડ છે તેમજ પુરૂષ પ્રેરિત પણ નજ કહેવાય કારણ કે, પુરૂષ અકર્તા તથા અભોકતા છે. તો પછી કોની શકિતથી ઇન્દ્રિયો વિષયોને ગ્રહણ કરે છે? સિધ્ધાંતી કહે છે કે, ઇન્દ્રિયોની વિષય પ્રવૃત્તિ જે ભિન્ન ભિન્ન જોવામા આવે છે. તે પ્રવૃત્તિ ઇશ્વર પ્રધાન, બુધ્ધિ, અહંકાર ઇત્યાદિ દ્વારા

પ્રવૃત્તિ થતી નથી. પરંતુ જેમ અચેતન દુધની પ્રવૃત્તિથી વાછડાની પુષ્ટિ થાય છે. તેમ ગુણોની પ્રવૃત્તિ સ્વભાવથી થાય છે. આ સિધ્ધાંત મુજબ ઇન્દ્રિયોની પ્રવૃત્તિ. સ્વભાવથીજ જોવામાં આવે છે. તેવીજ રીતે અજ્ઞ પુરૂષની મુક્તિ માટે પ્રધાનની પ્રવૃત્તિ થાય છે. આ કારિકાથી જણાય છે કે, * જ્યાં સુધી વસ્તુની સત્તા વિદ્યમાન હોય ત્યાં સુધી સ્વભાવમાં પરિવર્તન થતું નથી. ॥ ૨૭ ॥

**रूपादिषु पञ्चनामालोचनमात्रमिष्यते वृत्तिः ॥**
**वचनादानविहरणोत्सर्गा नन्दाश्च पञ्चानाम् ॥२८॥**

(શબ્દાર્થ) **रूपादिषु** (રૂપાદિક પાંચ વિષયોમાં) **पञ्चानाम्** (પાંચ જ્ઞાનેન્દ્રિયનો) **वृत्ति** (ધર્મ) **आलोचनमात्रम्** (જ્ઞાનમાત્રજ) **इष्यते** (કથન કરવામાં આવે છે) **च** (અને) **पञ्चानाम्** પાંચ કર્મેન્દ્રિયોનો ધર્મ **वचनादानविहरणोत्सर्गानन्दाः** (બોલવું, લેવું, ચાલવું, મળ ત્યાગ કરવું, વિષય ભોગવું આ વિશેષતાઓ છે.)

**(ભાષ્ય તાત્પર્ય)** અહિંયા માત્ર શબ્દનો અર્થ વિશેષ છે. જેવી રીતે કોઇ કહે કે, આ ભિક્ષુ ભિક્ષામાત્રને ગ્રહણ કરે છે. એટલે અધિક નહિ. તેવી રીતે આંખ રૂપમાત્ર એટલે રૂપ વિષયશેષનેજ ગ્રહણ કરે છે. પણ રસાદિકોને ગ્રહણ કરતી નથી. તેમ "જીભ" રસમાત્રનેજ ગ્રહણ કરે છે તથા નાસિકા ઇન્દ્રિય ગન્ધને ગ્રહણ કરે છે. કર્ણ (કાન) શબ્દ માત્રનેજ ગ્રહણ કરે છે. ચામડી સ્પર્શમાત્રને ગ્રહણ કરે છે. તેમ કર્મેન્દ્રિય વર્ગ પોત પોતાના વિષયમાંજ પ્રવૃત્ત રહે છે. જેમ વાણી વચનને ગ્રહણ કરે છે તેમ હાથ વસ્તુને ગ્રહણ કરે છે પગ ચાલવાનું કામ કરે છે. ગુદા મળ ત્યાગ કરે છે. વિષયેંદ્રિય-વિષયાનંદને ગ્રહણ કરે છે. તેમજ દરેક ઇન્દ્રિય નિયત થયેલ વિષય સિવાય અન્ય ઇન્દ્રિયના વિષયને ગ્રહણ કરતી નથી. ॥ ૨૮ ॥

---

* **स्वभावस्यानपायित्वा दननुष्ठान लक्षण मप्रामाण्यम् ॥**

સ્વભાવના અવિનાશીપણાથી ધર્મીના નાશ સિવાય ધર્મનાશ પામે નહિ. સાં. સૂત્રમ ॥

स्वालक्षण्यं वृत्तिस्त्रयस्य सैषा भवत्यसामान्या ॥
सामान्यकरणवृत्तिः प्राणाद्या वायवः पञ्च ॥२९॥

(અર્થ) त्रयस्य (મહત્તત્ત્વ, અહંકાર, અને મનનું) स्वालक्षण्यम् (ખાસ લક્ષણ) वृत्तिः (પરસ્પર વૃત્તિ એટલે ખાસ ધર્મ) भवति (હોય છે) सैषा (તે આ) असामान्या (અસાધારણ વૃત્તિ) च (અને) सामान्यकरण वृत्तिः (સામાન્ય ઇન્દ્રિયોની વૃત્તિ) पञ्च (પાંચ) प्राणद्यावायवः (પ્રાણ ઇત્યાદિ વાયુ પણ પાંચ છે.)

(ભાષ્ય તાત્પર્ય) મન, બુદ્ધિ, અહંકારમાં પ્રથમ બુધ્ધિનું લક્ષણ નિશ્ચય કરવું અને તેને બુધ્ધિની વૃત્તિ પણ કહે છે. ને અહંકારની અહંવૃત્તિ છે મનનું લક્ષણ સંકલ્પ છે. તે મનની વૃત્તિ (ધર્મ છે) મન બુધ્ધિ અને અહંકારની સ્વાલક્ષણ્ વૃત્તિ આ કારિકામાં કહેલી છે. તેને અસામાન્યા વૃત્તિ પણ કહે છે. તે પ્રાણાદિ પાંચ વાયુની વૃત્તિ જેમ કે પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન, અને સમાન આ પાંચ પ્રકારના પ્રાણ વાયુ છે. આ પ્રાણાદિ વાયુદ્વારા સમસ્ત ઇન્દ્રિયોની સામાન્ય વૃત્તિથી થાય છે. અર્થાત્ પોત પોતાના વિષયોમાં વર્તે છે. જે મુખ અથવા નાસિકાની અંદર રહેવાવાળો જે વાયુ તેને પ્રાણ વાયુ કહે છે. તે પ્રાણવાયુના ગમનથી ત્રયોદશ ઇન્દ્રિયોને પોત પોતાના સ્વરૂપનો લાભ થાય છે. અર્થાત્ પ્રાણોની ગતિથી પાંચ જ્ઞાનેન્દ્રિય સમૂહ અને કર્મેન્દ્રિય તથા મન બુધ્ધિ, ને અહંકાર એ પોત પોતાનું નિયમિત કામ કરે છે. પ્રાણ સિવાય કોઇપણ ગતિ કરી શકતું નથી. જેમ પક્ષી પાંજરામાં ચાલતું હોય ત્યારે પાંજરૂં પણ ચલાયમાન થતું જોવામાં આવે છે. તેવી રીતે આ પ્રાણોની ક્રિયાથી શરીરરૂપી પાંજરામાં ક્રિયા થાય છે. દેહમાં રહેલી જે ગતિ તે પ્રાણાવલંબીત છે. અને અન્નાદિકને નીચે લઇજવાવાળો વાયુ ને અપાન વાયુ કહે છે. અને અન્નાદિકને સંવિભાગ કરવાવાળો વાયુ તેને સમાન નામનો વાયુ કહે છે નાભિ પ્રદેશથી લઇ મસ્તક પર્યન્ત ગતિકરનારા વાયુને ઉદાન વાયુ કહે છે. આ ક્રિયાથી દરેક ઇન્દ્રિયોને લાભ મળે છે સંપૂર્ણ શરીરમાં વ્યાપી કહેલો વાયુ તેને વ્યાન વાયુ કહે છે આ પણ ઇન્દ્રિય સમુદાયની સાધારણ વૃત્તિ છે. અર્થાત્ પાંચ વાયુદ્વારા ઇન્દ્રિયોને એક બીજાના કાર્યમાં મદદ રૂપ થાય છે. ॥ ૨૯ ॥

युगपच्चतुष्टयस्य तु वृत्तिः क्रमशश्च तस्य निर्दिष्टा ॥
दृष्टे, तथाप्यदृष्टे त्रयस्य तत्पूर्विका वृत्तिः ॥३०॥

(અર્થ) चतुष्टयस्य (મન, બુધ્ધિ, અહંકાર, અને એકાદશ ઇન્દ્રિયોની) वृत्तिः (પ્રવૃત્તિ) दृष्टे (દષ્ટ વિષયમાં) युगपत् (એક સામટી) च (અને) क्रमशः (ક્રમ પૂર્વક) तथा अपि तु (પરંતુ) अदृष्टे (અદષ્ટ વિષયમાં) तस्य (તે) त्रयस्य (મન, બુધ્ધિ, અહંકારની) वृत्तिः (પ્રવૃત્તિ) तत्पूर्विका ઇન્દ્રિયપૂર્વક) निर्दिष्टा (બતાવાયલી છે.)

(ભાષ્ય તાત્પર્ય) મન, બુદ્ધિ, અહંકાર એ ત્રણેનો સંબંધ બતાવવામાં આવે છે. તેમની સાથે કોઇપણ એકઇન્દ્રિયનો સંયોગ થવાથી 'ચતુષ્ટય' કહેવામાં આવે છે. અને આ ચારેની પ્રવૃત્તિ દષ્ટ વિષયોમાં એક સામટી થાય છે. જેવી રીતે મન, બુધ્ધિ અહંકાર અને આંખ એ ચારે મળી રૂપનો સાક્ષાત્કાર કરે છે. તેવી રીતે મન, બુધ્ધિ, અહંકાર જીભ સાથે રહિ એકજ કાલમાં રસનો અનુભવ કરે છે ત્રિવિધ અહંકાર અને નાસિકા ઇન્દ્રિય એક કાલમાં ગન્ધને ગ્રહણ કરે છે. એવી રીતે ત્વચા કાન, ઇત્યાદિક ઇન્દ્રિયો પૂર્વોક્ત અન્તઃકરણની સાથે એક ક્ષણમાં સ્પર્શ અને શબ્દનો અનુભવ કરે છે. અથવા એક સામટી પ્રવૃત્તિ ન થાય તો ક્રમશઃ વિષયોમાં પ્રવૃત્તિ જોવામાં આવે છે. જેવીરીતે કોઇ પુરૂષ માર્ગમાં ચાલ્યો જતો હોય અને દૂરથી ઝાડના ઠુંઠાને જુવે છે. ત્યારે એને * સંશય થાય છે કે, આ ઝાડનું ઠુઠું છે, કે પુરૂષ છે; જ્યારે કાંઇક આગળ આગળ આવે છે, એટલે એના ઉપર આરૂઢ થયલી લતાને જોવાથી એની સંશયવિનાશક બુધ્ધિ ઉત્પન્ન થાય

---

* ન્યાય દર્શનમાં સંશયને પદાર્થ તરીકે સ્વીકાર્યો છે.

'સંશય લક્ષણ.'

समानानेकधर्मोपपत्ते र्विप्रतिपत्तेरुपलब्ध्यनुपलब्ध्यव्यवस्था तश्चविशेषापेक्षोविमर्शः संशयः

એટલે સાધારણ ધર્મ; ને અસાધારણ ધર્મના જ્ઞાનથી તેમજ વિરોધવાળા વાક્યોથી ઉપલબ્ધિ અને અનુપલબ્ધિનો નિર્ણય ન થવાથી વિશેષ ધર્મની અપેક્ષા રાખવાવાળા વિચારને સંશય કહેવાય છે. ન્યાય દર્શનમ્

છે અને તેને એમ નિશ્ચય થાય છે કે, આ ઝાડનું ઠુંઠું છે. ત્યાર બાદ અહંકાર નિશ્ચય કરે છે કે, આ અવશ્ય સ્થાણું છે નહિ કે પુરૂષ આ રિત્યાનુસાર મન, બુધ્ધિ, અને અહંકારની ક્રમપૂર્વક પ્રવૃન્તિ થાય છે. પ્રથમ નેત્ર પદાર્થને જુવે છે અને મન સંકલ્પ કરે છે. બુધ્ધિ જાણે છે. અને અહંકારમાં અહંભાવ છે. આવી રીતે દૃષ્ટ વિષયમાં ત્રિવિધ અહંકાર સહિત દરેક ઇન્દ્રિયની પ્રવૃન્તિ જોવામાં આવે છે. હવે પછી અદૃષ્ટ વિષયમાં પ્રવૃન્તિ ભવિષ્ય કાલ અને ભૂતકાલમાં અનુમાન, શાસ્ત્ર અને સ્મૃતિદ્વારા મન, બુધ્ધિ, અહંકાર આ ત્રણેની પ્રવૃન્તિ ઇન્દ્રિયપૂર્વક થાય છે. અર્થાત્ અદ્રષ્ટ વિષયમાં ચક્ષુ પૂર્વક રૂપની પ્રવૃન્તિ થાય છે સ્પર્શ પૂર્વક ત્વચાની પ્રવૃન્તિ થાય છે. ગન્ધપૂર્વક નાસિકાની પ્રવૃન્તિ થાય છે. રસપૂર્વક રસનાની પ્રવૃન્તિ થાય છે. આવી પ્રકારે ક્રમથી પ્રવૃન્તિ થાય છે અને વર્તમાન કાળમાં એક સામટી અથવા ક્રમપૂર્વક પ્રવૃન્તિ જોવામાં આવે છે. ॥ ૩૦ ॥

**स्वां स्वां प्रतिपद्यन्ते परस्पराकूतहेतुकां वृत्तिम् ॥**
**पुरुषार्थ एव हेतुर्न केनचित् कार्यते करणम् ॥ ३१ ॥**

(**અર્થ**) **स्वां स्वां** ( એક બીજાની ) **वृत्तिम्** (વૃત્તિને) **परस्पराकूतहेतुकाम्** ( એક બીજાના અભિપ્રાયને જાણવા વાળી ) **प्रतिपद्यन्ते** ( પ્રાપ્ત કરે છે ) **पुरुषार्थएव हेतुः** ( પુરૂષાર્થ વૃન્તનું કારણ છે) **केनचित्** (કોઇક) **करणम्** ( મનઆદિક કરણ ) **न कार्यते** ( નથી કરાવતાં )

(**ભાષ્ય તાત્પર્ય**) મન, બુધ્ધિ, અહંકાર, આ ત્રણે પરસ્પર એક બીજાના અભિપ્રાય ને જાણી પોત પોતાની પ્રવૃન્તિને પ્રાપ્ત કરે છે. કારણ કે, પુરૂષના અર્થને સિદ્ધ કરવા માટે બુધ્ધ્યાદિકોની પ્રવૃત્તિ થાય છે. પુરૂષાર્થને માટેજ ગુણોની પ્રવૃત્તિ થાય છે અર્થાત મન, બુધ્ધિ, અહંકાર, પુરૂષના અર્થને પ્રકાશે છે–બુધ્ધિ આદિ અચેતન તત્ત્વો પોતાની મેળે કેમ પ્રવૃત્ત થાય છે? તો તેના ઉત્તર એમ સમજવું કે કરણ સમુદાયની પ્રવૃત્તિ ન ઇશ્વર કરાવે છે તેમજ ન પુરૂષદ્વારા કિંતુ પુરૂષનો અર્થજ પ્રવૃત્તિ કરાવે છે. ॥ ૩૧ ॥

**करणं त्रयोदशविधं तदाहरणधारणप्रकाशकरम् ॥**
**कार्यंचतस्यदशधाहार्यंधार्यं प्रकाश्यञ्च ॥ ३२ ॥**

(**અર્થ**) **करणम्** (મનાદિ કરણ) **त्रयोदशविधम्** ( તેર પ્રકારનું ) **तत्** (તે કરણ સમૂહ) **आहरणधारणप्रकाशकरम्** ( આહરણ ધારણ, અને પ્રકાશ કર્તા ) **च** (અને) **तस्य** (તેનું) **कार्यम्** (કાર્ય) **दशधा** ( દશ પ્રકારનું છે) **तत्** (તે) **अहार्यम्, धार्यम्, प्रकाश्यञ्च** (આહરણ ધારણ અને પ્રકાશ કરવા યોગ્ય છે.)

(**ભાષ્ય તાત્પર્ય**) દશ ઇન્દ્રિયો અને ત્રિવિધ અહંકાર ને ત્રયો દશ કરણ કહે છે. અર્થાત્ પાંચ જ્ઞાનેન્દ્રિય પાંચ કર્મેન્દ્રિય અને મન, બુધ્ધિ, અહંકાર આ તેર કરણ કહેવાય છે. આ સઘળાં આહરણ, ધારણ, અને પ્રકાશ કરે છે. તેમાં આહરણ, ને ધારણ કરવું એ કર્મેન્દ્રિયનો ધર્મ છે. અને પ્રકાશ કરવું એ જ્ઞાનેન્દ્રિયનો ધર્મ છે. આહરણ નામ પ્રાપ્ત કરવાનો વિષય તેમજ જ્ઞાનેન્દ્રિય વિષયને પ્રકાશે છે. અર્થાત તેઓનું કાર્યક્ષેત્ર દશ પ્રકારનું છે, તે વર્ણન પ્રથમ આવી ગયલું હોવાથી પિષ્ટ પેષણ કરવા જેવું થાય છે માટે પુનઃ વ્યાખ્યા કરવાની આવશ્યકતા નથી. ॥ ૩૨ ॥

**अन्तःकरण त्रिविधं दशधाबाह्यं त्रयस्य विषयाख्यम् ॥**
**सांप्रतकालं बाह्यं त्रिकालमाभ्यन्तरं करणम् ॥ ३३ ॥**

(**અર્થ**) **त्रिविधम्** ( ત્રણ પ્રકારનું ) **अन्तःकरणम्** (અન્તઃકરણ) **त्रयस्य** ( ત્રણ પ્રકારના અન્તઃકરણનું ) **विषयाख्यम्** ( વિષય ) **बाह्यम्** ( બાહ્ય કરણ ) **दशधा** ( દશ પ્રકારની ઇન્દ્રિયોનું છે. ) **सांप्रत-कालम्** ( વર્તમાનકાલના વિષયોને ) **च** (અને) **आभ्यन्तरम्** (અન્તર) **करणम्** ( કરણ ) **त्रिकालम्** ( ત્રણે કાલના ) **बाह्यम्** ( બાહ્ય પદાર્થને ) ગ્રહણ કરે છે.

(**ભાષ્ય તાત્પર્ય**) શરીરની અંદર ત્રિવિધ અન્તઃકરણ અને બાહ્ય કરણ દશ પ્રકારનું છે. તે દશ ઇન્દ્રિયો છે. આના વિષયોને (પૂર્વોક્ત ઇન્દ્રિયોના-વિષય) ગ્રહણ કરવાનો સંકલ્પ આ ત્રણે કરે છે. એને વાસ્તે આ ત્રણેનું દશ પ્રકારનો બાહ્ય વિષય છે. કારણ કે, ઇન્દ્રિયો વર્તમાન

કાળના વિષયનો અનુભવ કરે છે. જેવી રીતે કર્ણેન્દ્રિય વર્તમાન કાલિક શબ્દને સાંભળે છે. પરંતુ ભૂત તથા ભવિષ્ય કાલના શબ્દની યોગ્યતા તેની અંદર નથી. ચક્ષુ ઈન્દ્રિય વર્તમાન કાલિક રૂપનો અનુભવ કરે છે. ભૂત તથા ભવિષ્યનો તેનાથી અનુભવ થતો નથી. તેવી રીતે ત્વચા ઇન્દ્રિય તથા રસના ઇન્દ્રિય પણ વર્તમાનકાલ સંબંધિ વિષયોને ગ્રહણ કરે છે. ભૂત તથા ભવિષ્યના વિષયોનો અનુભવ તેનાથી થતો નથી, તેમજ કર્મેન્દ્રિયો પણ વર્તમાન વિષયોનું ગ્રહણ કરે છે. ભૂત તથા ભવિષ્યનું નહિ, તેને લીધે બાહ્યકરણોને વર્તમાન કાલિક કહ્યું છે, અને આભ્યન્તર કરણને ત્રૈકાલિક કહેવામાં આવ્યું છે. જેમ બુધ્ધિ વર્તમાન ઘટ અતીત તથા અનાગત ઘટનો પણ નિશ્ચય કરે છે. અહંકાર વર્તમાન કાલનો અભિમાન કરે છે. અને ભૂત તથા ભવિષ્ય કાલના વિષયોનુ પણ અભિમાન કરે છે. મન વર્તમાન પદાર્થોનું સંકલ્પ કરે છે; અને ભૂત તથા ભવિષ્ય કાલ સંબંધિ પદાર્થોનું પણ સંકલ્પ કરે છે. માટે ત્રિવિધ અન્તઃકરણ ત્રણ કાલના વિષયોનો સાક્ષાતકાર કરે છે. ॥ ૩૩ ॥

**बुद्धीन्द्रियाणि तेषांपञ्च विशेषाविशेषविषयाणि ॥**
**वाग्भवतिशब्द विषया शेषाणि तु पञ्चविषयाणि ॥ ३४ ॥**

(અર્થ) **तेषां** (તેઓમાં) **पञ्च** (પાંચ) **बुद्धिन्द्रियाणि** (જ્ઞાનેન્દ્રિયો) **विशेषाविशेषविषयाणि** (સ્થૂલ અને સૂક્ષ્મબન્ને વિષયોને વિશેષ કરવાવાળીઓ) **वाक्** (વાગેન્દ્રિય) **शब्दविषया** (શબ્દનો વિષય કરવાવાળી) **तु** (અને) **शेषाणि** (બાકીની ચાર ઇન્દ્રિયો) **पञ्चविषयाणि** (પંચમહાભૂતોનેજ વિષય કરવાવાળીઓ છે.)

(ભાષ્ય તાત્પર્ય) જ્ઞાનેન્દ્રિયો જે પાંચ છે તે સવિશેષ વિષયને ગ્રહણ કરે છે સ્થૂલ વિષયને સવિશેષ કહે છે. અને તાત્પર્ય એ છે કે, મનુષ્યોની જ્ઞાનેન્દ્રિયો કે જેઓ સુખ દુઃખ અને મોહથી સંયુક્ત શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગન્ધ આ પાંચે વિષયોને ગ્રહણ કરી રહી છે. અને દેવતાઓની જે જ્ઞાનેન્દ્રિયો છે જેઓ નિર્વિશેષ વિષયોને પ્રકાશે છે. તેમજ યોગી પુરૂષોની જ્ઞાનેન્દ્રિયો સૂક્ષ્મ તન્માત્રાઓને પણ પ્રકાશે છે. કર્મેન્દ્રિયોના મધ્યમાં વાણી ઇન્દ્રિય છે તે શબ્દને વિષય કરે છે. જેવી રીતે મનુષ્યવાણીદ્વારા શ્લોકોનું ઉચ્ચાર કરે છે તેવીરીતે દેવતાઓ

અને મનુષ્યોની વાગેન્દ્રિયમાં સમાનતા છે. એ સિવાય બાકીની ચાર કર્મેન્દ્રિયો શબ્દાદિક પંચ વિષયોવાળી વસ્તુઓ ગ્રહણ કરે છે 'પગ' શબ્દવાળી ભૂમિપર વિહાર કરે છે. 'હાથ' શબ્દવાળી વસ્તુઓને ગ્રહણ કરે છે. 'ગુદા' ઇન્દ્રિય પણ શબ્દાદિક પદાર્થોથી યુકત મળ ત્યાગ કરે છે. ઉપસ્થ ઇન્દ્રિય શબ્દયુકત વીર્યથી પ્રજોત્પત્તિ કરે છે. આ પદ્યત્યાનુસાર ઇન્દ્રિયવર્ગ સ્થૂલ તથા સૂક્ષ્મ બન્ને વિષયોનું ગ્રહણ કરે છે. ॥ ૩૪ ॥

सान्तःकरणा बुद्धिःसर्वविषयमवगाहते यस्मात् ॥
तस्मात् त्रिविधं करणं द्वारि द्वाराणि शेषाणि ॥ ३५ ॥

(અર્થ) सान्तःकरणा (મન અને અહંકાર સહિત) बुद्धिः (બુદ્ધિ) यस्मात् (જે કારણથી) सर्वम् (સંપૂર્ણ) विषयम् (વિષયને) अवगाहते (વિષય કરે છે.) तस्मात् (તે કારણથી) त्रिविधम् (ત્રણ પ્રકારનું) करणम् (અન્તઃકરણ) द्वारि (દ્વારપાલ) शेषाणि (બાકીની ઇન્દ્રિયો દ્વાર રૂપ છે. ॥ ૩૫ ॥

(ભાષ્ય તાત્પર્ય) અન્તઃકરણ સહિત બુધ્ધિ સંપૂર્ણ વિષયોને ગ્રહણ કરે છે. અર્થાત ત્રણે કાલમાં શબ્દાદિક વિષયોનું વિષય કરે છે. તેને માટે મન, બુધ્ધિ, ને અહંકાર અન્તઃકરણ છે. તે દ્વારપાલસ્થાનીય જાણવું. તેમજ બાકીની ઇન્દ્રિય સમુદાય દ્વાર રૂપે છે. કારણ કે, ઇન્દ્રિય દ્વારા અન્તઃકરણ વિષયને ગ્રહણ કરે છે. ॥ ૩૫ ॥

एतेप्रदीपकल्पाः परस्परबिलक्षणा गुणविशेषाः ॥
कृत्स्नंपुरुषस्यार्थं प्रकाश्यबुद्धौ * प्रयच्छन्ति ॥ ३६ ॥

(અર્થ) एते (આ પાંચ કર્મેન્દ્રિય પાંચ જ્ઞાનેન્દ્રિ, મન અને અહંકાર) गुणविशेषाः (ગુણત્રયવડેપૂરીત) प्रदीपकल्पाः (દીપક સદ્દશ) परस्पर विलक्षणाः (પરસ્પર જુદી જુદી દિશાવાળા) कृत्स्नम् (સંપૂર્ણ વિષયને) प्रकाश्यम् (પ્રકાશ કરી) पुरुषस्य (પુરૂષનો) अर्थम् (પ્રયોજન) बुद्धौ (બુધ્ધિમાં) प्रयच्छन्ति (અર્પણ કરે છે)

---

* समानकर्मयोगेबुद्धेः प्राधान्यंलोकवल्लोकवत् ॥

જેમદુજણી ગાય પોતાના વાછડા માટે પોતાના સ્તનમાં દુધ ઉતારે છે. તેમ જ્ઞાનેંદ્રિયો પણ પોતાની વૃત્તિઓ પુરૂષ માટે નિપજાવે

(ભાષ્ય તાત્પર્ય) પાંચ કર્મેન્દ્રિય પાંચ જ્ઞાનેન્દ્રિય મન અને અહંકાર આ દ્વાદશ ઇન્દ્રિયો ત્રણે ગુણોથી પૂરીત થઇ દીપકની માફક વિષયોને પ્રકાશે છે. અને પરસ્પર વિલક્ષણ જોવામાં આવે છે. ને દરેક ઇન્દ્રિયનું વિષય પ્રથક્ પ્રથક્ જોવામાં આવે છે તેમજ તત્ત્વાદિ ગુણોથી ઉત્પન્ન થયલી છે. એને લીધે ગુણ વિશેષ કહેવાય છે. ને જ્ઞાનેન્દ્રિય તથા કર્મેન્દ્રિય અહંકાર અને મન તે દરેક પોત પોતાના વિષયોને પુરૂષના માટે અર્પણ કરી બુધ્ધિમાં સ્થિર કરે છે, માટે બુધ્ધિમાં સ્થિર થયલા વિષયોને પુરૂષ પ્રાપ્ત થાય છે અર્થાત્ સુખ દુઃખાદિકોનો અનુભવ કરે છે. ॥ ૩૬ ॥

**सर्वं प्रत्युपभोगं यस्मात् पुरुषस्य साधयति बुद्धिः ॥**
**सैवच विशिनष्टि पुनः प्रधानपुरुषान्तरं सूक्ष्मम् ॥ ३७ ॥**

(અર્થ) यस्मात् (જે કારણથી) पुरुषस्य (પુરૂષની) बुद्धिः (બુધ્ધિ) सर्वम् (સંપૂર્ણ) प्रत्युपभोगम् (ભોગની સામગ્રીને) साधयति (સિધ્ધ કરે છે) च पुनः (ફરીથી) सा एव (તે બુધ્ધિ) प्रधान पुरुषान्तरम् (પ્રધાન અને પુરૂષના વચ્ચે સૂક્ષ્માતિસૂક્ષ્મ ભેદનો) विशिनष्टि (વિભાગ કરે છે.)

(ભાષ્ય તાત્પર્ય) ત્રણે કાલમાં સંપૂર્ણ દેવતાઓ, મનુષ્યો, તિર્યગાદિકો માટે પ્રત્યુપભોગને જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિયદ્વારા અહંકાર તથામન ના જે ભોગો તે બુધ્ધિ સિધ્ધ કરે છે. તે બુધ્ધિ, પ્રધાન અને પુરૂષના વિભાગને સિધ્ધ કરે છે. કારણ કે, પ્રકૃતિ તો સત્વ, રજ અને તમ આ ત્રણે ગુણોની સામ્યાવસ્થાથી અસ્તિત્વ ધરાવે છે. તે બુદ્ધિ

---

છે તથા દાસની પેઠે ઇંદ્રિય વર્ગ મનોનુકુલ રહે છે મન પણ અહંકારાધીન છે અને અહંકારાના વ્યાપારમાં બુદ્ધિનું પ્રધાનપણું છે. તે વિષયને દ્રષ્ટાંત આપી સ્પષ્ટ કરે છે; જેમ પટેલ ખેડુતો પાસેથી રાજ્ય ભોગ વસુલ કરી વહીવટદારને આપે છેઃ ને વહીવટદાર જીલ્લાધીશને તે રાજ્ય કર અર્પે છે અને જીલ્લાનો અધિકારી સર્વાધ્યક્ષને પૂર્વોક્ત રાજ્યકરસોપે છે. આ પરંપરાનો ભોકતા રાજા છે. તેમઈંદ્રિયોથી મન શ્રેષ્ઠ છે, તેનાથી અહંકાર અને અહંકારથી બુધ્ધિમાં શ્રેષ્ઠપણુ રહેલું છે. જો કે સર્વ કરણોનો વ્યાપાર પુરૂષને માટે છે, છતાં પણ તેઓમાં બુધ્ધિ પ્રધાન છે. સાખ્ય સુત્રમ્. ॥

છે. આ અહંકારને આ પાંચ તન્માત્રાઓ આ એકાદશ ઇન્દ્રિયો તે આ પાંચ મહાભૂતો છે અને આ ચોવીસ તત્ત્વોથી અતિરિકત પુરૂષ છે. આવિ રીતનો બોધ, બુધ્ધિ કરાવે છે અને પૂર્વોકત બુધ્ધિ મોક્ષનું સાધન છે. ॥ ૩૭ ॥

तन्मात्राण्यविशेषास्तेभ्यो भूतानि पञ्च पञ्चभ्यः ॥
एते स्मृताविशेषाः शान्ता घोराश्च मूढाश्च ॥ ३८ ॥

(અર્થ) तन्मात्राणि (પાંચ તન્માત્રાઓ) अविशेषः (સૂક્ષ્મ કહેવાય છે) तेभ्यः (તે) पञ्चभ्यः (પાંચ તન્માત્રાઓથી) पञ्च (પાંચ) भूतानि (આકાશાદિ પાંચ ભૂતો ઉત્પન્ન થાય છે) एते (આ પાંચ મહાભૂતો) विशेषाः (વશેષ કહેવાય છે) शान्ताः (સુખદાયક) घोराः (દુઃખ દાયક) मूढाः (મોહજનક) स्मृताः (કહેવાય છે) ॥

(ભાષ્ય તાત્પર્ય) અહંકારથી પંચ તન્માત્રાઓ ઉત્પન્ન થાય છે. જેમને શબ્દ તન્માત્રા, સ્પર્શ તન્માત્રા, રૂપ તન્માત્રા, રસ તન્માત્રા અને ગન્ધ તન્માત્રા, આ પાંચ તન્માત્રાઓ દેવતાઓને સુખદાયક છે, જે દુઃખ તથા મોહથી રહિત છે. પૂર્વોકત પંચ તન્માત્રાઓથી પૃથ્વ્યાદિ પંચ મહાભૂતો વિશેષ એટલે સ્થૂલ છે. જેઓની ક્રમ પૂર્વક ઉત્પત્તિ સાંખ્ય શાસ્ત્રમાં એવી રીતે કહે છે કે, ગન્ધ તન્માત્રાથી પૃથ્વિની ઉત્પત્તિ થાય છે. રસ તન્માત્રાથી જલોત્પત્તિ છે. રૂપ તન્માત્રાથી તેજની ઉત્પત્તિ થાય છે, સ્પર્શ તન્માત્રાથી વાયુ ઉત્પન્ન થાય છે, અને શબ્દ તન્માત્રાથી આકાશની ઉત્પત્તિ છે. આ સ્થૂલ વિષયો મનુષ્યને કોઇક વખતે શાન્ત એટલે સુખ દેનારા થાય છે. અને ઘોર વિષયો દુઃખ તથા મોહને ઉપજાવે છે. જેવી રીતે આકાશ કયારેક સુખદાયક નિવડે છે. જેમ કોઇ વ્યકિત સંકુચિત ગૃહથી બહાર નિકળે, એટલે નાનકડા મકાનમાં જે સંકોચ હતો. એવા પુરૂષને બહારનો આકાશ સુખદાયક નિવડે છે. તેવીરીતે આકાશ શીત, (ટાઢ) ગરમી, પવન, વરસાદ, તડકો, ઇત્યાદિથી યુકત હોય ત્યારે દુઃખ જનક જણાય છે. અને દિશાના ભ્રમવાળા મનુષ્યને મોહજનક થાય છે. તેમજ બીજા મહાભૂતો પણ શાન્ત, ઘોર, મૂઢ, દશાને પ્રાપ્ત કરાવે છે. ॥ ૩૮ ॥

**सूक्ष्मा मातापितृजाः सह प्रभूतैस्त्रिधा विशेषाःस्युः ॥**
**सूक्ष्मास्तेषां नियता मातापितृजा निवर्तन्ते ॥ ३९ ॥**

(અર્થ) सूक्ष्माः ( લિંગ શરીરે ) मातापितृजाः ( માતા તથા પિતાના—રજ અને વીર્યથી ઉત્પન્ન થયલાં સ્થૂલ શરીરે ) सहप्रभूतैः ( પંચ મહાભૂતોસહિત ) त्रिधा ( ત્રણ પ્રકારના ) विशेषाः (સ્થૂલ શરીરે) स्युः (છે) तेषाम् (તેઓમાં) सूक्ष्माः ( સૂક્ષ્મ શરીરે ) नियताः ( ચિરકાલ પર્યન્ત રહેવાવાળા ) मातापितृताः ( માતા પિતાથી ઉત્પન્ન થયલા સ્થૂલ શરીરે ) निवर्तन्ते ( મૃત્યુ પામે છે.)

(ભાષ્ય તાત્પર્ય) સૂક્ષ્મા એટલે તન્માત્રાઓથી ઉત્પન્ન થયલાં શરીરોને સૂક્ષ્મ શરીરે કહે છે સૂક્ષ્મ શરીરે મહદાદિ તત્ત્વોથી યુકત હોવાથી તેને લિંગદેહ પણ કહે છે. જ્ઞાનની પ્રાપ્તિ પર્યન્ત તે નિત્ય છે. જ્યાં સુધી જ્ઞાન થતું નથી ત્યાં સુધી તે વિલયને પામતું નથી. માતા પિતાથી જે જન્ય સ્થૂલ શરીર તેનો વર્ધક પણ લિંગ શરીર છે. કારણ કે, જે વખતે માતા પિતાનો સંયોગ થાય છે તે કાળે પિતાના વીર્યદ્વારા માતાના ઉદરમાં પ્રવેશ કરે છે. ને માતા પિતાના રજો વીર્યથી સ્થૂલ શરીર બંધાય છે. તે શરીર સૂક્ષ્મ શરીરના સંબંધ થી ક્રમશઃ વૃદ્ધિ પામે છે. ને માતાદ્વારા ભક્ષણ કરેલ અન્નાદિક રસોથી સ્થૂલ શરીર વૃદ્ધિ પામે છે. પીઠ, ઉદર, જંઘા, કેળ, છાતી અને મસ્તક આનું નામ ષટ્ કૌશિક કહે છે. અને તે પંચ મહાભૂતોનું કાર્ય છે. માતાના રૂધીરથી રોમ, લોહી, માંસ, આ ત્રણે ઉત્પન્ન થાય છે તેમજ પિતાના વીર્યથી નાડી, અસ્થિ અને મજ્જા આ ત્રણ ઉત્પન્ન થાય છે. આ છ પદાર્થો દ્વારા સ્થૂલ શરીર બને છે. આકાશ ગર્ભને વધવા માટે અવકાશ આપે છે. વાયુ વૃદ્ધિ કરાવે છે. તેજ પરિપકવ દિશા લાવે છે. જલ સંગ્રહ કર્તા અને પૃથ્વી ધારણ કરે છે. આ રીતથી સંપૂર્ણ અવયવોથી યુકત સ્થૂલ શરીર માતાના ઉદરથી બહાર આવે છે. આવી પ્રકારે ત્રણ વિશેષો છે. સૂક્ષ્મ શરીર * નિત્ય છે તે કર્મવશ બની પશુ, મૃગ, પક્ષી, સર્પ અને સ્થાવરાદિ યોની-ઓમાં જાય છે અને ધર્મવશ થઇ ચંદ્રાદિ લોકોમાં ગમન કરે છે. એને લીધે લિંગ શરીર જન્મ મરણ રૂપી સંસારને પ્રાપ્ત કરે છે. જ્યારે પુરૂષને આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે, ત્યારે સૂક્ષ્મ દેહનો પણ ત્યાગ કરી મોક્ષને

* અહિં પરિણામી નિત્ય જાણવું.

પ્રાપ્ત કરે છે એથી સુક્ષ્મ શરીર નિત્ય કહેવાય છે. માતા પિતાથી જે જન્ય શરીર તે પ્રાણોના વિયોગ કાળમાં મૃત્યુને પામે છે; તેથી તે અનિત્ય છે અને પર્વત, સ્થાવરાદિક પણ કાલાન્તરે નાશ પામે છે. માટે તેઓ પણ અનિત્ય છે. વળી માતા પિતાથી ઉત્પન્ન થયેલું સ્થૂલ શરીર નાશ ને પામી જે તત્ત્વોથી જે પદાર્થની ઉત્પત્તિ થાય છે, તે પદાર્થ તે તે તત્ત્વમાં લય પામે છે. ॥ ૩૯ ॥

पूर्वोत्पन्नमसक्तं नियतं महदादिसूक्ष्मपर्यन्तम् ॥
संसरति निरुपभोगं भावैरधिवासितं लिङ्गम् ॥४०॥

(અર્થ) * लिङ्गम् (લિંગ શરીર) पूर्वोत्पन्नम् (સૃષ્ટિના આરંભ કાલમાં ઉત્પન્ન થયલું) असक्तम् (સંબંધ રહિત) महदादि-सूक्ष्मपर्यन्तम् (મહત્તત્ત્વોથી આરંભ કરી પંચ તન્માત્રાઓ પર્યન્ત) नियतम् (જ્ઞાનકાલપર્યન્ત નિત્ય) भावैः (જન્માન્ત-રીય સંસ્કારોની વાસનાદ્વારા) अधिवासितम् (ભરેલું) निरुपभोगम् (ઉપભોગ રહિત છતાં પણ) संसरति * (જન્મ મરણ રૂપી સંસારને પામે છે)

(ભાષ્ય તાત્પર્ય) જ્યારે સ્થૂલ (દ્રશ્યમાન) લોકની ઉત્પત્તિ પણ થઇ ન હતી. ત્યારે સૂક્ષ્મ શરીર ઉત્પન્ન થયું હતું. કોઇપણ મનુષ્ય તથા પશવાદિ યોનીઓ સાથે સંબંધ ન હતો. તેમજ કોઇપણ જગ્યાએ

---

* લિંગ દેહનું લક્ષણ કહે છે.

सप्तदशै कलिंगम् सां० सू०

મહર્ષિ કપિલ અઢાર તત્ત્વોથી બનેલું લિંગ શરીરમાને છે જેમ કે બુધ્ધિ, અહંકાર અને મન શબ્દાદિ પાંચ તન્માત્રાઓ પાંચ કર્મેંદ્રિયો પાંચ જ્ઞાનેંદ્રિયો આ તત્ત્વ સમુદાયને લિંગદેહ અથવા સૂક્ષ્મ શરીર કહેવાય છે.

* पुरुसार्थं संसृतिर्लिंगानांसूपकार वद्राज्ञः सां० सू०

પુરૂષને માટે સૂક્ષ્મ દેહનું સસારમાં ગમના ગમન રાજાના રસોયાની પેઠે થાય છે કારણ કે રસોયાની ક્રિયા જે પાક શાળામાં થાય છે તે રાજા એટલે પોતાના સ્વામી માટે થાય છે તેમ અહિં જાણવું.॥

જવાને માટે પ્રતિબંધ પણ ન હતો. અર્થાત્ જેની ગતિ પર્વતાદિના શિખરોમાં અકુંઠિત હતી. મહત્તત્વથી માંડી ને પંચતન્માત્રાઓ સુધી સૂક્ષ્મતત્ત્વોથી બનેલું હોઇ તેને સૂક્ષ્મ શરીર કહે છે. તે ભોગ રહિત છે, છતાં પણ ત્રણે લોકોમાં ગમનાગમન કરે છે. જ્યારે આ લિંગ દેહ માતા પિતાજન્ય સ્થૂલ શરીરની સાથે વૃધ્ધિને પ્રાપ્ત થાય છે અંતે ક્રિયા ધર્મને ગ્રહણ કરી સંસારી ભોગો ભોગવવામાં સમર્થ થાય છે અને અનેક જન્મોના ભોગોની વાસના દ્વારા પૂર્ણ થઇ પ્રલય કાલમાં મહત્તત્ત્વથી માંડી ને સૂક્ષ્મ કરણો સહિત પ્રધાનમાં લય પામે છે. ત્યારે પ્રકૃતિના બંધનથી બંધાઇ ગયલ ગમનાદિક ક્રિયા કરવામાં અસમર્થ બને છે. ફરીથી સૃષ્ટિ કાલમાં તે લિંગ દેહ જન્મ મરણ રૂપી સંસારને પ્રાપ્ત થાય છે. ॥ ૪૦ ॥

चित्रंयथाश्रयमृते स्थाणवादिभ्योविना यथाछाया ॥
तद्वद्विना विशेषैर्नतिष्ठति निराश्रयं लिङ्गम् ॥ ४१ ॥

(અર્થ) यथा (જેમ) चित्रम् (ચિત્ર) ऋते (વિના) आश्रयम् (આશ્રય સિવાય રહી શકતું નથી) यथा (જેવી રીતે) स्थाणवादिभ्यः विना (વૃક્ષાદિ કો વિના) छाया (છાયા રહી શકતી નથી) तद्वत् (તેવી રીતે) निराश्रयम् (આશ્રય રહિત) लिङ्गम् (લિંગ શરીર પણ) विशेषैः विना (તન્માત્રાઓ તથા સ્થૂલ શરીર સિવાય) न तिष्ठति (રહી શકતું નથી)

(ભાષ્ય તાત્પર્ય) જેવી રીતે ભીંત વિના ચિત્ર, વૃક્ષા વિના છાયા, જલ સિવાય શિતળતા, અગ્નિ સિવાય ઉષ્ણુતા, સ્પર્શ ગુણ સિવાય વાયુ, આકાશ વિના અવકાશ, પૃથ્વી સિવાય ગન્ધ રહી શકે નહિ. તેવી રીતે વિશેષો વિના લિંગ શરીર રહી શકતું નથી. સ્થૂલ શરીર પણ સૂક્ષ્મ શરીર વિના રહી શકતું નથી, અને સૂક્ષ્મ શરીર એક સ્થૂલ દેહનો ત્યાગ કરી બીજા દેહને ધારણ કરે છે. અર્થાત તે નિરાશ્રય રહી શકતું નથી. ॥ ૪૧ ॥

पुरुषार्थहेतुकमिदं निमित्तनैमित्तिक प्रसङ्गेन ॥
प्रकृतेर्विभुत्पयोगान्नटवद् व्यवतिष्ठते लिङ्गम् ॥ ४२ ॥

(અર્થ) प्रकृतेः (પ્રકૃતિના) निमित्तनैमित्तिक प्रसङ्गेन (નિમિત્ત તથા નૈમિત્તિક સંબંધ વડે) विभुत्वयोगात् (વિભુપણાના યોગથી) इदम्

(આ) लिङ्गम् (લિંગ શરીર) नटवत् (નટની પેઠે) पुरुषार्थहेतुकम् (પુરૂષાર્થને માટે) व्यवतिष्ठते (વ્યવહાર કરનારૂં છે.)

(ભાષ્ય તાત્પર્ય) પુરૂષને માટે પોતાની કર્તવ્યતાને જાણી પ્રકૃતિ પ્રવૃત્ત થાય છે. તે પ્રવૃત્તિના બે ભેદ જોવામાં આવે છે. એક શબ્દાદિ વિષયોનું જ્ઞાન અને બીજું સત્વાદિ ગુણોથી પુરૂષ પૃથક છે એવું જ્ઞાન અર્થાત બ્રહ્મલોક પર્યન્ત જેટલાં ભોગો છે. તેઓ પુરૂષને પ્રાપ્ત કરાવવા અને ગુણોથી પુરૂષને પૃથક કરાવી મોક્ષની પ્રાપ્તિ કરાવે છે. એ પ્રધાનનું મુખ્ય પ્રયોજન છે ને કૈવલ્ય માટે પુરૂષનું પ્રયોજન છે. અને સૂક્ષ્મ શરીરની પ્રવૃત્તિ પણ પુરૂષને માટે છે. તે પ્રવૃત્તિ નિમિત્ત નૈમિત્તિક પ્રસંગદ્વારા થાય છે. નિમિત્ત એટલે ધર્મ વૈરાગ્યાદિ અને નૈમિત્તિક એટલે ઉપરના લોકોમાં ગમન કરવું તથા પ્રકૃતિના વિભુપણુના સંબંધથી પણ લિંગ શરીરની પ્રવૃત્તિ થાય છે. જેમ રાજા પોતાના રાજ્યમાં વિભુ છે. અને તે જે કાંઇ ઇચ્છે તે કરવાને શકિતમાન છે. તેમ પ્રકૃતિ પણ સર્વત્ર વિભુ હોવાથી નિત્ય નૈમિત્તિક પ્રસંગદ્વારા જુદા જુદા દેહને ધારણ કરવામાં સૂક્ષ્મ દેહની વ્યવસ્થા કરે છે. પાંચ જ્ઞાનેન્દ્રિયો તથા પાંચ કર્મેન્દ્રિય વર્ગ, મન, બુદ્ધિ અને અહંકાર આ તેર કરણો યુકત લિંગ શરીર છે, તે નટની માફક મનુષ્ય, દેવ, પશુ, પક્ષી, ઇત્યાદિ યોનીઓ ધારણ કરે છે. જેમ નટ પડદામાં પ્રવેશ કરી દેવ બની બહાર આવે છે અને કોઇ કાળે મનુષ્ય બની પડદાથી બહાર નિકળે છે. એવી રીતે વિલક્ષણ રૂપોને ધારણ કરે છે. તેમ લિંગ શરીર પણ ધર્માદિ નિમિત્તોદ્વારા ગર્ભમાં પ્રવેશ કરી કોઇ વખતે સ્ત્રીનું રૂપ ધાર કરે છે. કોઇક કાળે પશુ આદિના રૂપો પણ ધારણ કરે છે. ॥ ૪૨ ॥

**सांसिद्धिकाश्चभावाः प्राकृतिकावैकृतिकाश्च धर्माद्याः ॥**
**दृष्टाःकरणाश्रयिणः कार्याश्रयिणश्च कललाद्याः ॥ ४३ ॥**

(અર્થ) धर्माद्याः (ધર્માદિક) भावाः (ભાવો) सांसिद्धिकाः (સ્વાભાવિક ) प्राकृतिकाः ( પ્રાકૃતિક ) च (અને) वैकृतिका ( વૈકૃતિક) दृष्टाः (જોવામાં આવે છે) करणाश्रयिणः ( બુદ્ધ્યાદિકોના આશ્રિત ) कललाद्याः ( માંસ પેશ્યાદિક ભાવો ) कार्याश्रयिणः ( સ્થૂલ શરીરને આશ્રય છે.)

(ભાષ્ય તાત્પર્ય) ત્રણ પ્રકારના ભાવો એટલે પદાર્થો છે. એક સાંસિધ્ધિક, બીજો પ્રાકૃતિક, ને ત્રીજો વૈકૃતિ છે. ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્ય, તેને ભાવ કહે છે. કપિલ ભગવાન સષ્ટિના આરંભ કાલમાં બ્રહ્માજીના પુત્રરૂપે ઉત્પન્ન થયા ત્યારે તેમની સાથેજ ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્ય એ બધા એમની સાથેજ ઉત્પન્ન થયા એટલે તેઓને સાંસિધ્ધિક કહે છે. ઉપાયોદ્વારા તથા અનુષ્ઠાન કરી પૂર્વોકત ચાર પ્રકારના ઐશ્વર્યને પ્રાકૃતિક કહે છે. આ ગુણોથી યુકત સનકાદિકોને બ્રહ્માજીએ ઉત્પન્ન કરી તેઓની સોળ વર્ષની આયુષ્યમાંજ આ ચાર ભાવો ઉત્પન્ન થયા હતા, તથા આચાર્યની મૂર્તિને નિમિત્ત બનાવી અસ્માદાદિકને જે જ્ઞાન ઉત્પન્ન થાય છે. તે ક્રમશઃ વિકારને પ્રાપ્ત થાય છે. પ્રથમ જ્ઞાન અને જ્ઞાનોત્તર કાળમાં વૈરાગ્ય ત્યાર બાદ ધર્મ અને તેનાથી ઐશ્વર્યની ઉત્પત્તિ થાય છે. માટે ક્રમશઃ ઉત્પત્તિને વૈકૃત કહે છે, આ ભાવોથી પરીપૂર્ણ થયેલ લિંગ શરીર જન્મ મરણરૂપી સંસારને પ્રાપ્ત કરે છે અને ઉપર જે ચાર ભાવો કહીં આવ્યા તે સાત્વિક છે એટલે સત્વ ગુણનું કાર્ય છે તેમજ આ ભાવોથી વિપરીત અધર્મ, અજ્ઞાન, અવૈરાગ્ય તથા અનૈશ્વર્ય આ ચાર ભાવો તામસ છે. એટલે-એ બધાએ તમોગુણના કાર્યો છે. આ સઘળા મળી આઠ ભાવો કહેવાય છે એને કરણાશ્રય એટલે બુધ્ધિને આશ્રય છે ને માંસ ઇત્યાદિ જે માતા, પિતાના રજોવીર્યથી ઉત્પન્ન થાય છે તેવી રીતે કુમાર, યૌવન, વૃધ્ધાવસ્થા ઇત્યાદિક દેહની અવસ્થા વિશેષ તે અન્ન તથા રસથી ઉત્પન્ન થાય છે. તેથી એને કાર્યાશ્રિત કહે છે. અર્થાત સ્થૂલ શરીરનું આશ્રિત બનવું પડે છે. ॥ ૪૩ ॥

धर्मेणगमनमूर्ध्वं गमनमधस्ताद्भवत्यधर्मेण ॥
ज्ञानेनचापवर्गो विपर्ययादिष्यतेबन्धः ॥ ४४ ॥

(અર્થ) धर्मेण (ધર્મથી) उर्ध्वम् ( ઉપરની ) गमनम् ( ગતિ ) भवति ( થાય છે) अधर्मेण ( અધર્મથી ) अधस्तात् ( અધો લોકની ) गमनम् ( ગતિ ) च (અને) ज्ञानेन (જ્ઞાનથી) अपवर्गः (મોક્ષ) विपर्ययात् (અજ્ઞાનથી) बन्धः (બન્ધન થાય છે.)

(ભાષ્ય તાત્પર્ય) ધર્મથી ઉપરના આઠ લોકોમાં ગમન થાય છે આઠ લોકો ક્રમશઃ નામો બ્રહ્મલોક, પ્રાજાપત્ય લોક, ચંદ્રલોક, ઇન્દ્રલોક,

ગાન્ધર્વલોક, રાક્ષસલોક, પિશાચલોક, આ લોકોમાં સૂક્ષ્મ શરીર ગમન કરે છે તથા લિંગ શરીર અધર્મદ્વારા પશુ, પક્ષી, સર્પ, વૃક્ષાદિયોનીઓમાં જાય છે. આત્મજ્ઞાન મેળવી મોક્ષને પ્રાપ્ત કરે છે. તે મોક્ષ પચીસ તત્ત્વોના જ્ઞાનથી મેળવી શકાય છે. અને વિપર્યથી બન્ધન થાય છે. બન્ધનના ભેદ ત્રણ છે, *નૈમિત્તિક, પ્રાકૃતિક અને વૈકારિક, (જેને દાક્ષિણિક બન્ધ કહે છે) પ્રાકૃતિક બંધ, વૈકારિકબન્ધ અને દાક્ષિણિક બંધનનોથી બંધાયલો મનુષ્ય મોક્ષને પ્રાપ્ત કરી શકતો નથી; અને જે પ્રકૃતિની ઉપાસના કરે છે તે સોળ હજાર વર્ષો સુધી જગતના ભોગો ભોગવે છે. પ્રકૃતિના વિકાર ઈન્દ્રિય, અહંકાર-બુદ્ધિ, ઇત્યાદિકની ઉપાસના કરે છે, તે મન્વન્તર સુધી જગતના ભોગો ભોગવે છે, તેને વૈકૃતિક બન્ધન કહે છે. જ્ઞાન પ્રાપ્તિ માટે ઇષ્ટ-પૂર્તાદિક કર્મો કરે છે, એને દાક્ષિણિકબન્ધ કહે છે. તાત્પર્ય એ છે કે, આ ત્રણે બન્ધનોમાં પડેલો મનુષ્ય મોક્ષસુખ મેળવી શકતો નથી. ॥ ૪૪ ॥

वैराग्यात्प्रकृतिलयः संसारोभवति राजसाद्रागात् ॥
ऐश्वर्यादविघातो विपर्ययात् तद्विपर्यासः ॥ ૪૫ ॥

(અર્થ) वैराग्यात् (વૈરાગ્યથી) प्रकृतिलयः (પ્રકૃતિમાંલય) भवति (થાય છે) राजसात् (રજોગુણી) रागात् (આ શક્તિથી) संसारः (સંસાર) ऐश्वर्यात् (અણિમાદિ ઐશ્વર્યથી) अविधातः (નિર્વિઘ્નતા મળે છે) तत् (તેનાથી) विपर्ययात् (અનૈશ્વર્યથી) विपर्यासः (વિઘ્ન થાય છે) ॥

(ભાષ્ય તાત્પર્ય) કોઇ પુરૂષને વૈરાગ્ય તો હોય પરંતુ તત્ત્વજ્ઞાન હોતું નથી તેથી તેનો વૈરાગ્ય અજ્ઞાન પૂર્વક કહેવામાં આવે છે કારણ કે, આવા વૈરાગ્યથી મોક્ષની પ્રાપ્ત થતી નથી. કિંતુ પ્રધાન બુદ્ધિ, અહંકાર અને પંચતન્માત્રાઓમાં મરણોત્તર (મૃત્યુબાદ) જડ પ્રકૃતિઓમાં લય પામે છે. અર્થાત્ તે પુનઃ પુનઃ સંસારમાંજ જન્મ ધારણ કરે છે અને જે રજો ગુણી રાગ છે. તેથી મનુષ્યને એમ લાગે છે કે હું યજ્ઞ કરૂં છું, ને દક્ષિણાઓ આપું છું તે દ્વારા આ લોકમાં અને પર-

* प्राकृतेनचबंधेन तथा वैकारिकेणच ।
दाक्षिणेनतृतीयेनबधो नान्येनमुच्यते ॥

લોકમાં હું અપૂર્વ મનુષ્ય સુખોને અને દેવતાઓના સુખનું અનુભવ કરીશ આવી રીતે રાજસ રાગથી પણ વારંવાર જન્મ મરણરૂપી સંસારને પ્રાપ્ત કરે છે, અને જે આઠ પ્રકારનું ઐશ્વર્યો છે, તેથી પણ આની ગતિનો અવરોધ થતો નથી. માટે બ્રહ્મલોક પર્યન્ત આના ઐશ્વર્યનો નાશ થતો નથી. અનૈશ્વર્યનો નાશ થાય છે અર્થાત સર્વ જગાએ આ પુરૂષની ગતિનો અવરોધ થાય છે. ॥ ૪૫ ॥

**एषप्रत्ययसर्गो विपर्ययाशक्ति तुष्टिसिद्ध्याख्या ॥**
**गुणवैषम्यविमर्दात् तस्यच भेदास्तु पञ्चाशत् ॥ ४६ ॥**

(**અર્થ**) विपर्ययाशक्तितुष्टिसिद्ध्याख्या ( વિપર્ય અશકિત, તુષ્ટ, અને સિધ્ધિ **एषः** ( આ ) **प्रत्ययसर्गः** ( બુધ્ધિની સૃષ્ટિ ) **च** (અને) **तस्य** (તે બુધ્ધિ સર્ગના) **भेदाः** (ભેદો ) **गुणवैषम्यविमर्दात्** ( ગુણોનું ન્યુનાધિકપણું હોવાથી ) **पञ्चाशत्** ( પચાસ ભેદો છે.)

(**ભાષ્ય તાત્પર્ય**) ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય, અધર્મ અજ્ઞાન, અવૈરાગ્ય અને અનૈશ્વર્ય આ નિમિતિક અને નૈમિત્તિકના ફલભેદથી સોળ પ્રકારના છે. આને પ્રત્યય સર્ગ પણ કહે છે. પ્રત્યય એટલે બુધ્ધિ અર્થાત બુધ્ધિથી તેઓની ઉત્પત્તિ થાય છે તેથી તેઓને પ્રત્યય સર્ગ કહે છે આ પ્રત્યયસર્ગના ચાર ભેદો છે. વિપર્યય, અશકિત, તુષ્ટિ, સિધ્ધિ, તેઓમાં વિર્પયયનું નામ સંશય છે. જેવી રીતે અંધારમાં કોઇ પુરૂષે ઝાડના ઠુંઠાને જોઇ અને સંશય યુકત વિચાર કરી બોલે છે કે આ ઝાડનું ઠુંઠું છે, કે માણુસ? આવા પ્રકારના જ્ઞાનને સંશય કહે છે. તે ઝાડના ઠુંઠાને જોઇ કરી પૂર્વોકત સંશયનો નિર્ણય ન કરી શકવાથી એટલે તેને અશકિત કહે છે અને ફરીથી તે ઠુંઠાને જાણુવાને માટે તથા સંશયને કાપવાને માટે યત્ન રહિત થવું અને આમ કહેવું કે આનાથી આમારો શો પ્રયોજન સિધ્ધ થાય માટે એમ જાણી સંતુષ્ટ રહેવું તેનું નામ તુષ્ટિ છે. જ્યારે આનંદ યુકત બની તેજ વિસ્તારને પામેલી લતાને જોઇ અથવા પક્ષીનું અવલોકન કરી ને નિશ્ચય કરે છે કે આ લતા અથવા પક્ષી છે. આનું નામ સિધ્ધિ છે આવી-રીતે ચાર પ્રકારના પ્રત્યયસર્ગના ગુણોની ન્યુનતા તથા અધિકતાને લીધે પચાસ ભેદો થાય છે. અર્થાત સત્વ, રજ. અને તમો ગુણની તારતમ્યતાથી પૂર્વોકત ભેદો જોવામાં આવે છે. જ્યારે સત્વગુણ

ની વૃદ્ધિ થાય છે ત્યારે રજ તથા તમો ગુણ બન્ને ઉદાસીન રહે છે; અને જ્યારે રજો ગુણ વૃદ્ધિગત થાય છે, ત્યારે સત્વ તથા તમો ગુણ તિરસ્કૃત રહે છે અને જ્યારે તમો ગુણ ઉત્કૃષ્ટ દશામાં આવે છે ત્યારે સત્વગુણ રજોગુણ ઉદાસીનતા સેવે છે. ॥ ૪૬ ॥

पञ्चविपर्ययभेदा भवन्त्यशक्तिस्तु करणवैकल्यात् ॥
अष्टाविंशतिभेदा तुष्टिनवधाऽष्टधा सिद्धिः ॥ ४७ ॥

(અર્થ) विपर्यभेदाः (વિપર્યયના ભેદો) पञ्च (પાંચ) भवन्ति (થાય છે) तु (અને) अशक्तिः (અશકિત) करणवैकल्यात् (ઇન્દ્રિયોની વિકલતાથી) अष्टाविंशतिभेदाः (અઠાવીશ ભેદો) तुष्टि (તુષ્ટિ) नवधा (નવ પ્રકારની) सिद्धि (સિધ્ધિ) अष्टधा (આઠ પ્રકારની છે.)

(ભાષ્ય તાત્પર્ય) તમ, મોહ, મહામોહ, તામિસ્ત્ર, અંધતામિસ્ત્ર આ પાંચ વિપર્યયના ભેદો છે. આના અવાન્તર ભેદો આગળ કહેવામાં આવશે. ઇન્દ્રિયોની ખામીને લીધે અશકિતના અઠાવીશ ભેદો, ને પણ આગળ જણાવવામાં આવશે તુષ્ટિના નવ ભેદો છે. આ રાજસ જ્ઞાન છે અને સિધ્ધિના આઠ ભેદો છે આનું નામ સાત્વિક જ્ઞાન આ સઘળાઓનું નિરૂપણ ક્રમપૂર્વક આગળ કહેવામાં આવશે. ॥ ૪૭ ॥

भेदस्तमसोऽष्टविधो मोहस्य च दशविधो महामोहः ॥
तामिस्त्रोऽष्टादशधा तथा भवत्यन्ध तामिस्त्रः ॥ ४८ ॥

(અર્થ) तमसः (તમના) च (અને) मोहस्य (મોહના) भेदः (ભેદ) अष्टविधः (આઠ પ્રકારનો) महामोहः (મહામોહ) दशविधः (દશ પ્રકારનો) तामिस्त्रः (તામિસ્ત્ર) तथा (અને) अंधतामिस्त्र (અંધતામિસ્ત્રના) अष्टादशधा (અઢાર ભેદ) भवति (થાય છે)

(ભાષ્ય તાત્પર્ય) તમના આઠ ભેદ છે. તમનું પર્યાય શબ્દ અજ્ઞાન છે. પ્રધાન, બુધ્ધિ, અહંકાર, પંચતન્માત્રા, આ આઠ તમના પ્રકાર છે. અજ્ઞાનથી યુકત પુરૂષ આ આઠ પ્રકૃતિઓમાં લય પામી તમોગુણ વશાત્ પોતાને મુકત માને છે, પરંતુ મુકત થતો નથી. અને અણિમાદિ આઠસિધ્ધિઓ છે. તે મોહના ભેદો છે. ઇન્દ્રાદિ દેવતાઓ પણ આઠ સિ-

ધિઓને મેળવીને તેઓના સંગથી મોક્ષ પ્રાપ્ત કરી શક્યા નથી. કિંતુ ઐશ્વર્યના નાશથી તેઓ જન્મ મરણ રૂપી સંસારને પામે છે અને જે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ને ગન્ધ આ પાંચ વિષયો દેવતાઓને સુખ આપનારા છે અને મનુષ્યોને પણ સુખ દેનારા છે. પરંતુ ભેદ માત્ર એટલો છે કે દેવતાઓના વિષયો સૂક્ષ્મ છે અને મનુષ્યોના વિષયો સ્થૂલ છે. આ દશ પ્રકારના વિષયોને મહામોહ કહે છે. તામિસ્ર અઢાર પ્રકારનો છે. તેમાં અણિમાદિ આઠ ઐશ્વર્ય તથા પાંચ દ્રષ્ટવિષય, અને પાંચ આનુશ્રાવિક, વિષયો અર્થાત્ મનુષ્યોના પાંચ જ્ઞાનેન્દ્રિયના વિષયો આ દિવ્ય તથા અદિવ્ય ભેદથી વિષયો દશ પ્રકારના છે. સઘળા મળી તામિસ્રના અઢાર ભેદ થાય છે. આવી વિષય સંપત્તિથી યુકત થયલો પુરૂષ મહા આનંદને પ્રાપ્ત થાય છે. અને આના વિયોગથી દુઃખાનુભવ કરે છે. પૂર્વોકત અણિમાદિ આઠ ઐશ્વર્ય દશવિધ દિવ્યાદિવ્ય તથા વિષયો તેજ અંધતામિસ્રના વિષયો છે. પરંતુ વિષયોની પ્રાપ્તિ થયાબાદ જ્યારે પુરૂષ મૃત્યુ પામે છે જ્યારે આઠ પ્રકારના ઐશ્વર્યથી ભ્રષ્ટ થાય છે. ત્યારે આને અનહદ દુઃખ થાય છે. આનુજ નામ અંધતામિસ્ર હવે વિપર્યયના ભેદો ક્રમશઃ કહે છે આઠ ભેદો તમના છે અને એટલાજ મોહના છે ને મહા મોહના દશ ભેદ છે તામિસ્ર તથા અંધ તામિસ્રના અઢાર ભેદો છે સઘળાઓ બાસઠ ( ૬૨ ) ભેદ વિપર્યયના થયા. ॥ ૪૮ ॥

एकादशेन्द्रियवधाः सह बुद्धिवधैरशक्तिरुदिष्टा ॥
सप्तदशधाबुद्धेर्विपर्ययात् तुष्टिसिद्धीनाम् ॥ ४९ ॥

(અર્થ) बुद्धिवधैः सह (બુધ્ધિની વિકલ્તાની સાથે) एकादश (અગીયાર) इन्द्रियवधः (ઇન્દ્રિયોની વિકલ્તા છે) तुष्टिसिद्धिनाम् (તુષ્ટિ અને સિધ્ધિના) विपर्ययात् (વિપર્યય ભેદથી) बुद्धेः (બુધ્ધિની વિકલ્તા) सप्तदशधा ( સત્તર પ્રકારની ) अशक्तिः (અશકિત અઠાવીશ પ્રકારની) उदिष्टा ( કહેલી છે. )

(ભાષ્ય તાત્પર્ય) ઇન્દ્રિયોની વિકલ્તાથી અશકિતના અઠાવીશ ભેદ તે ક્રમશઃ જણાવીશું, અગીયાર ઇન્દ્રિયોની વિકલ્તા એટલે ઇન્દ્રિયમાં દોષ કાનવડે સાંભળવું નહિ આને ઇન્દ્રિય વધ કહે છે ચક્ષુ ઇન્દ્રિયનો વધ એટલે આંધળા થવું. નાશિકા ઇન્દ્રિનો એટલે ગન્ધની પ્રતીતિ ન થવી.

રસના ઇન્દ્રિયનો વધ રસજ્ઞાનનો અભાવ ને ત્વગેન્દ્રિયનો વધ એટલે સ્પર્શ વિષયનો અભાવ વાગીન્દ્રિયનો વધ એટલે મુંગા થવું. હાથની ખોડ ઠુંઠા થવું પગનો વધ લંગડા થવું ગુદા-ઇન્દ્રિયનો વધ એટલે ગુદાવર્ત નામનો રોગ થવો. લિંગ ઇન્દ્રિયનો નપુંસક થવું. મનઇન્દ્રિયનો વધ એટલે મંદમતિ થવું. આ પ્રમાણે અગીયાર ઇન્દ્રિયોના વધ કહેવાય છે. તુષ્ટિ અને સિદ્ધિના વિપર્યય ભેદથી બુધ્ધિવધ સત્તર પ્રકારનો છે આ બધા મળી અશક્તિના અઠાવીશ ભેદો થાય છે. ॥ ૪૯ ॥

**अध्यात्मिक्यश्चतस्रः प्रकत्युपादानकालभाग्याख्याः**

**बाह्याविषयोपरमात्पञ्चनव तुष्टयोऽभिमताः ॥५० ॥**

(અર્થ) **प्रकृत्युपादानकालभाग्याख्याः** ( પ્રકૃતિ, ઉપાદાન, અને કાલ તથા ભાગ્યનામવાળીઓ) **अध्यात्मिक्यः** ( આધ્યાત્મિક અભ્યન્તર તુષ્ઠિઓ) **चतस्रः** (ચાર પ્રકારની છે) **विषयोपरमात्** ( વિષયોથી ઉપ-રામ હોવાને લીધે) **पञ्च—बाह्याः** (પાંચ બાહ્ય તુષ્ટિઓ છે) **नवतुष्टयः** (નવ પ્રકારની તુષ્ટિઓ) **अभिमतः** ( કહી છે )

(ભાષ્ય તાત્પર્ય) પુરૂષના અન્તઃકરણમાં રહેવાવાળી જે તુષ્ટિ તે આધ્યાત્મિક તુષ્ટિ કહેવાય છે. તે ચાર પ્રકારની છે. પ્રકૃતિ, ઉપાદાન, કાલ અને ભાગ્ય. જેમ કોઇ એકપુરૂષ અન્યને ઉપદેશ કરે કે, પ્રકૃતિજ જડ તથા ચેતનનો ભેદ જણાવે છે. ગુણત્રયની સામ્યાવસ્થાને પ્રકૃતિ કહે છે અને મહદાદિ પદાર્થો તેના કાર્યો છે તેઓના જ્ઞાનથી મોક્ષ થાય છે આ સાંભળતાંજ તે પુરૂષને પ્રકૃતિ તથા તેના કાર્યને જોઇ સંતુષ્ટ થાય છે તેથી તે ધ્યાનાભ્યાસનો ત્યાગ કરે છે. આ અવસ્થાનું નામ પ્રકૃતિ તુષ્ટિ છે. આ તુષ્ટિવાળાઓનો મોક્ષ થતો નથી. કોઇના સાંભળવામાં આવ્યું કે, સંન્યાસ ધારણ કરવાથી મોક્ષ મળે છે એમધારીતે ત્રિદંડને ધારણ કરી સંતુષ્ટ થાય છે કારણ કે, સંન્યાસ ધારણ કરવાથી પોતાને કૃત્ય કૃત્ય માને છે. આ અવસ્થાનું નામ ઉપાદાનતુષ્ટિ છે. માટે આ તુષ્ટિ વાળાઓને પણ મોક્ષ સુખની પ્રાપ્તિ થતી નથી. કારણ કે, કેવળ ઉપા-દાન કરણોથી આત્મતત્ત્વને જાણી શકાતું નથી. અને જ્ઞાન સિવાય મોક્ષ મળી શકે નહિ વળી કોઇ પુરૂષ એમ સમજે કે સમય પરત્વે મોક્ષની પ્રાપ્તિ થશે તેથી તે સંપૂર્ણ સાધનો નો ત્યાગ કરે છે. તે અવસ્થાનું નામ

કાલાખ્ય તુષ્ટિ આવાને પણ મુકિત મળતી નથી. કોઇ આવી રીતે નિશ્ચય કરે છે કે મારા ભાગ્યમાં મોક્ષ હશે તો મળશે આ અવસ્થાનું ભાગાખ્ય તુષ્ટિ છે. આવા પુરૂષને પણ મોક્ષ મળતો નથી. બાહ્ય વિષયોથી ઉપરત થવાને માટે બાહ્ય તુષ્ટિઓ પાંચ છે; શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગન્ધ, આ જ્ઞાનેન્દ્રિયના બાહ્ય વિષયો છે. આ વિષયોનો સંગ્રહ કરવાથી દુઃખ થાય છે, તથા તેનો નાશ થવાથી પણ દુઃખ થાય છે અંતે વિષય ભોગમાં જે જીવોને દુઃખ થાય છે, આનો અનુભવ કરવાથી વિષયોમાં ઉપરત થવું તેને ઉપરમ તુષ્ટિ કહે છે વૃધ્ધિને માટે પશુ-પાલન કરવું. વ્યાપાર કરવો, દાન લેવું તથા સેવા કરવી આ સઘળા વિષય સંગ્રહ કરવાના ઉપાયો છે, એને લીધે સંગ્રહ કરવામાં દુઃખોત્પત્તિ થાય છે, અને સંગ્રહવાળી વસ્તુઓનું રક્ષણ કરવું. એ પણ દુઃખ રૂપ છે. તથા સંગ્રહ કરેલી વસ્તુનો નાશ થવાથી પણ દુઃખ થાય છે વિષયોને ભોગવાથી ઇન્દ્રિયોની તૃપ્તિ થતી નથી. પરંતુ અધિક ઇચ્છા થતી જોવામાં આવે છે, માટે વિષય સંગથી પણ દુઃખ નિપજે છે. વિષયાધિન મનુષ્યોને અનેક પ્રકારની રોગોત્પત્તિ થાય છે, અને હિંસારૂપી દોષ વિષય દ્રષ્ટિ રાખી તેઓથી ઉપરામ થવું તે પરમ તુષ્ટિ કહેવાય છે. આના પાંચ ભેદો આગળ જણાવી ગયા છીએ. આ આધ્યાત્મિક તથા બાહ્ય તુષ્ટિના ભેદથી નવ છે. ॥ ૫૦ ॥

ऊहःशब्दोऽध्ययनं दुःखविघातास्त्रयः सुहृत्प्राप्तिः ॥
दानंचसिद्धयोऽष्टौसिद्धेः पूर्वोऽङ्कुशस्त्रिविधः ॥ ५१ ॥

(અર્થ) ऊह (વિચાર) शब्द (શબ્દ) अध्यनम् ( અધ્યયન એટલે ભણતર) त्रयः दुःखविघाताः ( દુખઃયનો વિનાશ ) सुहृत्प्राप्ति ( મિત્ર પ્રાપ્તિ) च (અને) दानम् (દાન) अष्टौ ( આઠ ) सिद्धयः (સિધ્ધયો) पूर्वः (પૂર્વોકત વિપર્યય, અશકિત અને તુષ્ટિ) सिद्धेः ( સિધ્ધિના ) त्रिविध (ત્રણ) अंकुशः (અંકુશ છે.) ॥

(ભાષ્ય તાત્પર્ય) ઉહ નામ વિચારનું છે. જ્યારે પુરૂષ આવિ રીતે વિચાર કરે છે કે, શું આ લોક સત્ય છે? અથવા સ્વર્ગાદિકમાં સત્યતા છે? મોક્ષ કયો પદાર્થ? તેકેવીરીતે અમો મોક્ષ મેળવી શકીએ? ત્યારે તે પુરૂષને જ્ઞાન ઉત્પન્ન થાય છે કે પ્રધાનથી પુરૂષ પૃથક છે ને

પુરૂષથી બુધ્ધિ ભિન્ન છે. અહંકાર, પંચતન્માત્રાઓ, એકાદશ ઇન્દ્રિયગણુ, તથા પંચ મહાભૂતોથી પણુ પુરૂષ ભિન્ન છે. આવી રીતે પચીસ તત્ત્વોનું જ્ઞાન થાય છે, અને તે જ્ઞાનથી મોક્ષને પ્રાપ્ત કરે છે, આ સિધ્ધિનું નામ ઉહ સિધ્ધિ છે. શબ્દ જ્ઞાનથી પણુ ઝડથી ચેતન આત્મા પ્રથક છે. આમ જાણી મોક્ષ પ્રાપ્ત કરે છે. આ સિધ્ધિનું નામ શબ્દ સિધ્ધિ છે અને શાસ્ત્રના અભ્યાસથી પૂર્વોકત તત્વોનું જ્ઞાન પ્રાપ્ત થયા બાદ મોક્ષ થાય છે. આ સિધ્ધિનું અધ્યયન સિધ્ધિ છે. ત્રિવિધ દુઃખના નાશથી મોક્ષ પ્રાપ્ત થાય છે. આનું નામ દુઃખ વિઘાતક સિધ્ધિ છે. હવે મિત્રદ્વારા જ્ઞાન પ્રાપ્ત થાય અથવા દાન કરવાથી જે મોક્ષ મળે તેને સુહૃત્ નામ સિધ્ધિ તથા દાન નામક સિધ્ધિ કહે છે. અને વિપર્યય, અશકિત અને તુષ્ટિ, તેઓને અંકુશ કહે છે. જેમ હાથી અંકુશથી વશ થાય તેમ પૂર્વોકત અંકુશવડે પુરૂષ અજ્ઞાનને વશ થાય છે. માટે અંકુશનો ત્યાગ કરી સિધ્ધિઓને ગ્રહણુ કરે તથા તેઓના સેવનથી તત્વજ્ઞાનની ઉત્પત્તિ થાય છે. તેથીજ મોક્ષ પ્રાપ્ત થાય છે. ॥ ૫૧ ॥

न विना भावैर्लिङ्गं न विनालिङ्गेनभावनिर्वृत्तिः ॥
लिङ्गाख्यो भावाख्यस्तस्माद्द्विविधः प्रवर्तते सर्गः ॥५२॥

(અર્થ) भावैः (ધર્માદિ પ્રત્યય સર્ગ) विना (સિવાય) न लिङ्गम् (સૂક્ષ્મ શરીર નથી) लिङ्गेन (સૂક્ષ્મ શરીર) विना (સિવાય) भावनिर्वृत्तिः (બુધ્ધિની સૃષ્ટિ) न (થઇ શકતી નથી) तस्मात् (તેથી) लिङ्गाख्यः (લિંગ સંજ્ઞક) च (અને) भावाख्य (ભાવ સંજ્ઞક) द्विविधः (બે પ્રકારની) सर्गः (સૃષ્ટિ) प्रवर्तते (પ્રવૃત્ત થાંય છે.) ॥

(ભાષ્ય તાત્પર્ય) ભાવનામ ધર્માદિક બુધ્ધિના સર્ગનું નામ છે આ બુદ્ધિના સર્ગ સિવાય લિંગશરીરની સ્થિતિ સંભવે નહિ. કેમ કે પૂર્વ પૂર્વ સંસ્કારો તથા અદ્રષ્ટના વશથી ઉત્તર ઉત્તર શરીરની પ્રાપ્તિ થાય છે અને તન્માત્રા સર્ગવિના ભાવોની સિધ્ધિ હોતી નથી કારણ કે, ધર્માદિકોની સિધ્ધિ સ્થૂલ તથા સૂક્ષ્મ શરીરદ્વારા થાય છે. છતાં પણુ અહિં એક બીજાને આશ્રયપણું છે. છતાં પણુ અન્યોન્યાશ્રય દોષ લાગતો નથી. માટે ભાવાખ્ય તથા લિંગાખ્ય આમ બે પ્રકારની સૃષ્ટિ પ્રવૃત્ત થાય છે. ॥ ૫૨ ॥

अष्टविकल्पो दैवस्तैर्यग्योनश्च पञ्चधा भवति ॥
मानुष्यश्चैकविधा समासतो भौतिकः सर्गः ॥ ५३ ॥

**(અર્થ) दैवः (દેવસર્ગ અર્થાત દેવતાઓની સૃષ્ટિ) अष्टविकल्पम्** ( આઠ પ્રકારની ) **तैर्यग् योनम्** (પશુ અને પક્ષીઓની સૃષ્ટિ) **पञ्चधा** (પાંચ પ્રકારની) **भवति** ( છે ) **तु** ( અને ) **मानुष्यः** ( મનુષ્ય સૃષ્ટિ) **एकविधा** ( એક પ્રકારની ) **समासतः** (સંક્ષેપથી) **भौतिकः** ( ભૂત સંબંધી ) **सर्ग** ( આ સૃષ્ટિ છે.) ॥

**(ભાષ્ય તાત્પર્ય)** બુધ્ધિના સર્ગનું નિરૂપણ કર્યાબાદ હવે ભૂત સર્ગનું નિરૂપણ કરે છે. દૈવસર્ગ આઠ પ્રકારનો છે તે આ પ્રમાણે બ્રાહ્મં, પ્રાજાપત્યં, સૌમ્યં, ઐન્દ્રં, ગાન્ધર્વં, યાક્ષં રાક્ષસં, પૈશાચં, આ આઠ દૈવ સર્ગ છે. હવે પક્ષીઓની સૃષ્ટિ પશુ, મૃગ, પક્ષી, સરીસૃપ અને સ્થાવર અર્થાત્ વૃક્ષાદિક આ પાંચ પ્રકારની સૃષ્ટિ છે તથા મનુષ્ય સૃષ્ટિ એક પ્રકારની કહેલી છે. યદ્યપિ બ્રાહ્મણાદિ ચાર વર્ણો વેદવિહિત છે. છતાં પણ મનુષ્યત્વેન એક સૃષ્ટિમાં સમાવેશ કરવામાં આવ્યો છે ॥ ૫૩ ॥

उर्ध्वं सत्त्वविशालस्तमोविशालश्च मूलतः सर्ग ॥
मध्ये रजोविशालो ब्रह्मादिस्तम्बपर्यन्तः ॥ ५४ ॥

**(અર્થ) उर्ध्वम्** ( ઉપરના લોકોમાં અર્થાત્ દેવાદિયોનીઓમાં ) **सत्वविशालः** ( સત્વગુણ અધિક ) **च** ( અને ) **मूलतः** ( પશવાદિ યોનીઓમાં) **तमोविशालः** ( તમોગુણ અધિક ) **मध्ये** (મનુષ્યયોનીમાં) **सर्ग** ( સષ્ટિ ) **तस्मिन्** ( તેમાં ) **रजोविशालः** ( રજોગુણ અધિક ) **ब्रह्मादिस्तंबपर्यन्तः** ( બ્રહ્મલોકથી માંડીને સ્થાવર પર્યન્ન ગુણત્રય સૃષ્ટિ જોવામાં આવે છે. )॥

**(ભાષ્ય તાત્પર્ય)** દેવલોકમાં સ્તવગુણનો વિસ્તાર જોવામાં આવે છે ત્યાં રજ તથા તમો ગુણની ન્યુનતા જોવામાં આવે છે. પશ્વાદિ સ્થાવર યોનીઓમાં તમો ગુણ અધિક જોવામાં આવે છે. અને સત્વ તથા રજો ગુણની માત્રા ઓછા પ્રમાણમાં જોવામાં આવે છે. મનુષ્ય લોકમાં રજોગુણ અધિક છે. સત્વ તથા તમો ગુણ, દબાઇને રહે છે. માટે મનુષ્યોમાં દુઃખાધિકપણું જોવામાં આવે છે. આવી રીતે બ્રહ્માથી

માંડીને સ્થાવર પર્યંત સંપૂર્ણ યોનીઓમાં ત્રણે ગુણો ન્યુનાધિક ભાવથી રહે છે. માટે લિંગસર્ગ, ભાવસર્ગ, અને પૂર્વોક્ત ચાતુર્દશ ભૂતસર્ગ, આ સઘળાઓ મળી સોળશ પ્રકારનો પ્રધાનકૃત સર્ગ છે. આમ જાણવું. ॥ ૫૪ ॥

**तत्र जरामरणकृतं दुखं प्राप्नोति चेतनः पुरुषः ॥**
**लिङ्गस्याविनिवृत्तेस्तस्माद् दुःख स्वभावेन ॥ ५५ ॥**

(અર્થ) **तत्र** (દેવ, મનુષ્ય, તિર્યંક યોનીઓમાં) **चेतनः** (ચેતન) **पुरुषः** (આત્મા) **जरामरणकृतम्** (જરામરણ જન્ય) **दुःखम्** (દુઃખને) **प्राप्नोति** (પ્રાપ્ત કરે છે) **तस्मात्** (તેથી) **लिङ्गस्य** (લિંગ શરીરની) **आविनिवृत्तेः** (નિવૃત્તિ પર્યન્ત) **स्वभावेन** (સ્વભાવિક) **दुःखम्** (દુઃખ થાય છે)

(ભાષ્ય તાત્પર્ય) દેવાદિક યોનીઓમાં જરામરણ જન્ય દુઃખને ચેતન પુરૂષ પ્રાપ્ત કરે છે. અર્થાત પ્રધાન, બુધ્ધિ, અહંકાર તથા તન્માત્રાદિ જરામરણકૃત દુઃખ તેઓને હોતું નથી કારણ કે, તેઓ જડ હોવાને લીધે.

પ્રઃ–કેટલાક કાલ પર્યન્ત દેવાદિ યોનિઓમાં પુરૂષને દુઃખ થાય છે?

ઉઃ–જ્યાં સુધી લિંગ શરીરની નિવૃત્તિ થતી નથી ત્યાં સુધી પુરૂષ દુઃખાનુ ભવ કરે છે.

પ્રઃ–જ્યારે દુઃખાદિક બુધ્ધિના ધર્મો છે ત્યારે તેઓ ચેતન પુરૂષમાં સંભવે નહિ?

ઉઃ–પુરિ એટલે લિંગશરીરમાં શયન કરનારને પુરૂષ કહે છે તે પુરૂષનો સંબંધ લિંગશરીરની સાથે હોવાથી તેથી તેના ધર્મો દુઃખાદિક છે. તેઓની પ્રતીતિ પુરૂષમાં થાય છે. પરંતુ જ્યારે લિંગશરીરનો સંબંધ પુરૂષથી દૂર થઇ જાય ત્યારે ચેતન આત્મામાં તેઓની પ્રતીતિ થતી નથી. તથા સંપૂર્ણ પુરૂષોનું સંબંધ પોત પોતાના લિંગ શરીરની સાથે અનાદિ કાલથી ચાલ્યો આવે છે. માટે સંપૂર્ણ જીવોને જરામરણાદિક દુઃખ થાય છે. લિંગશરીરની સાથે પુરૂષના સંબંધનો નાશ થવાથી દુઃખનોપણ નાશ થાય છે, માટે લિંગશરીરનો જ્યારે

નાશ થાય છે ત્યારેજ પુરૂષને મોક્ષ પ્રાપ્ત થાય છે. અને ફરીથી જન્મ મરણાદિક દુઃખો થતાં નથી તેમજ સાંખ્ય શાસ્ત્રાનુસાર પૂર્વોક્ત પચીસ તત્ત્વોના જ્ઞાનથીજ મોક્ષ મળે છે એમ જાણવું. ॥ ૫૫ ॥

**इत्येष *प्रकृतिकृतो महदादि विशेषभूतपर्यन्तः ॥**
**प्रतिपुरुषविमोक्षार्थं स्वार्थ इव परार्थ आरम्भः ॥ ५६ ॥**

(અર્થ) इति (આવી રીતે) महदादिविशेषभूत पर्यन्तः (મહત્તત્ત્વથી માંડીને પંચમહાભૂતો પર્યન્ત) प्रकृति कृतः (પ્રકૃતિથી રચાયલો) एषः (આ) आरम्भः (આરંભ) स्वार्थ इव पदार्थः (સ્વાર્થની પેઠે પરાર્થ) प्रतिपुरुष विमोक्षार्थम् (દરેક પુરૂષની મુક્તિ માટે છે) ॥

(ભાષ્ય તાત્પર્ય) મહત્તત્ત્વથી શરૂઆત કરી પંચમહાભૂતો પર્યન્ત તેનો આરંભ છે અર્થાત્ આ જડ જગત પ્રકૃતિથી આરંભ કરાય છે. પ્રકૃતિથી મહત્તત્ત્વ, મહત્તત્ત્વથી અહંકાર અને અહંકારથી પંચ તન્માત્રાઓ ને એકાદશ ઇન્દ્રિયો ઉત્પન્ન થઇ. તથા તન્માત્રાઓથી પંચ મહાભૂતોની ઉત્પત્તિ થઇ જગતનો આરંભ પ્રકૃતિથી થાય છે ઇશ્વર તથા પુરૂષથી થતો નથી. દેવ, મનુષ્ય તથા તિર્યક યોનીઓમાં પ્રાપ્ત થયલો મનુષ્ય તેની મુક્તિની માટે આ જડ જગત્નો આરંભ થાય છે જેમ ભાતની કામનાવાળો પુરૂષ ઓદન પાકમાં પ્રવૃત્ત થાય છે. અને જ્યારે પાક તૈયાર થયો ત્યારે તેનાથી નિવૃત્તિ પામી તેવીરીતે દરેક પુરૂષની મુક્તિને માટે પ્રકૃતિની પ્રવૃત્તિ થાય છે. જે પુરૂષની મુક્તિ થાય છે તે પુરૂષ પ્રત્યે ફરીથી પ્રકૃતિ પ્રવૃત્ત થતી નથી કિંતુ તેનાથી દૂર હટી જાય છે. બાકીના પુરૂષો પ્રત્યે પ્રવૃત્તિ બરોબર રહે છે.

પ્રઃ—કઇ રીતે પ્રકૃતિનો આરંભ થાય છે?

ઉઃ—સ્વાર્થની પેઠે પરાર્થનો આરંભ કરે છે. જેમ કોઇ પુરૂષ પોતાના કાર્યને સત્વર ત્યાગ કરી મિત્રના કાર્યને કરે છે. એવી રીતે પ્રધાન પણ પોતાના અર્થનો ત્યાગ કરી પુરૂષના ભોગ તથા મોક્ષને માટે પ્રવૃત્ત થાય છે. અને પુરૂષ પ્રધાન ઉપર કોઇ પણ પ્રકારે ઉપકાર

પ્રકૃતિ શબ્દાર્થ

*प्रकर्षेण कृतिः (रचना) परिणामो यस्याः सा प्रकृतिः

વિશેષ રૂપી જે પરિણામવાળી હોય તે પ્રકૃતિ અર્થાત્ કાર્ય સમુદાય જનની

કરતો નથી. ને પ્રધાન પોતાના માટે કંઇપણ પ્રવૃત્તિ કરતો નથી. શબ્દાદિક વિષયોનું જ્ઞાન અને ગુણોથી પુરૂષનું ભેદજ્ઞાન પણ પ્રકૃતિ કરાવે છે. ત્રણે લોકમાં પ્રકૃતિજ શબ્દાદિ વિષયોમાં પુરૂષને જોડી અને અન્તમાં મોક્ષ પ્રાપ્ત કરાવે છે, અને કહ્યું છે. કે ઘડાની પેઠે પ્રધાન પુરૂષાર્થ કરી નિવૃત્ત થાય છે.॥ ૫૬ ॥

**वत्सविवृद्धिनिमित्तं क्षीरस्य यथा प्रवृत्तिरज्ञस्य ॥**
**पुरुष विमोक्षनिमितं तथा प्रवृतिः प्रधानस्य ॥ ५७ ॥**

(અર્થ) यथा (જેમ) अज्ञस्य-क्षीरस्य (જડ દૂધની પ્રવૃત્તિ) वत्सविवृद्धिनिमित्तम् ( વાછડાની વૃધ્ધિને માટે ) तथा (તેમ) प्रधानस्य ( પ્રધાનની ) प्रवृत्ति ( પ્રવૃત્તિ ) पुरुषस्य ( પુરૂષના ) विमोक्षनिमित्तम् ( મોક્ષના માટે થાય છે. )

(ભાષ્ય તાત્પર્ય) જેવીરીતે ગાય ઘાસાદિનું ભક્ષણ કરી તે દ્વારા દુગ્ધભાવને પ્રાપ્ત કરી વાછરડાની પુષ્ટિ કરે છે. જ્યારે વાછરડો પુષ્ટ થાય છે ત્યારે દુગ્ધની નિવૃત્તિ સ્વતઃ થઇ જાય છે. તેવી રીતે જડ પ્રધાનની પ્રવૃત્તિ પણ પુરૂષને મોક્ષ લાભ કરાવે છે. તદુપરાંત પ્રધાન પણ પુરૂષથી દૂર હટી જાય છે.॥ ૫૭ ॥

**औत्सुकयनिवृत्त्यर्थं यथा क्रियासु प्रवर्त्तते लोकः ॥**
**पुरुषस्य विमोक्षार्थं प्रवर्तते तद्वद्व्यक्तम् ॥५८॥**

(અર્થ) यथा (જેમ) लोकः (લોક) औत्सुक्यनिवृत्यर्थम् (ઇચ્છાની નિવૃત્તિને માટે) क्रियासु (ક્રિયાઓમાં) प्रवर्तते (પ્રવૃત્ત થાય છે) तद्वत् (તેની પેઠે) पुरुषस्य (પુરૂષની) विमोक्षार्थम् (મુક્તિને માટે) अव्यक्तम् (પ્રધાન પણ) प्रवर्तते (પ્રવૃત્ત થાય છે) ॥

(ભાષ્ય તાત્પર્ય) જેમ લોકમાં પણઇષ્ટવસ્તુની ઇચ્છા નિવૃત્ત વાસ્તે પુરૂષ ક્રિયામાં પ્રવૃત્ત થાય છે. અને જ્યારે ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત થાય છે ત્યારે પોતાની મેળે નિવૃત્તિ સેવે છે. તેમ પુરૂષની મુક્તિ માટે પ્રધાનની પણ પ્રવૃત્તિ થાય છે અને પુરૂષને શબ્દાદિ વિષયોનો ઉપભોગ કરાવે છે. બાદ સ્વયં નિવૃત્ત થાય છે. સાંખ્ય શાસ્ત્રમાં પુરૂષને અભોક્ત અકર્તા, અસંગ ઇત્યાદિ વિશેષણો દ્વારા પુરૂષને સંબોધિત કરે છે. ॥૫૮॥

रङ्गस्यदर्शयित्वा निवर्तते नर्तकी यथा नृत्यात् ॥
पुरुषस्य तथात्मानं प्रकाश्य निवर्तते प्रकृतिः ॥५९॥

(અર્થ) यथा (જેમ) नर्तकी ( ગણિકા ) रङ्गस्य ( સભા મંડપને ) दर्शयित्वा (બતાવી કરી) नृत्यात् (નૃત્યથી) निवर्तते (નિવૃત્ત થાય છે) तथा (તેમ) प्रकृतिः (પ્રકૃતિપણ) आत्मानम् ( પોતાનું નૃત્ય ) प्रकाश्य (પ્રકાશ કરી) निवर्तते (નિવૃત્ત થાય છે) ॥

(ભાષ્ય તાત્પર્ય) જેમ નર્તકી ( ગણિકા ) શૃંગારાદિ રસોદ્વારા ગીત તથા વાજીંત્રો સહિત નૃત્યાદિ કલાઓ સભાસ્થ પુરૂષોને દેખાડી પોતાનો કાર્ય સમાપ્ત થયો એમ જાણી નૃત્યથી નિવૃત્ત થાય છે. તથા પ્રકૃતિ પણ આત્માને પોતાનો નૃત્ય પ્રકાશ કરી અર્થાત્ બુધ્ધિ, અહંકાર, તન્માત્રા, ઇન્દ્રિયવર્ગ તથા પંચ મહાભૂતોના ભેદ વડે પુરૂષ નિવૃત્ત થાય છે. ॥ ૫૯ ॥

नानाविधैरुपायैरुपकारिण्यनुपकारिणः पुंसः ॥
गुणवत्य गुणस्य सतस्तस्यार्थमपार्थकं चरति ॥६०॥

(અર્થ) नानाविधैः ( અનેક પ્રકારના ) उपायैः ( ઉપાયોદ્વારા ) उपकारिणी (ઉપકાર કરવાવાળી) च ( અને ) गुणवति ( ગુણવાળી જે પ્રકૃતિ ) अनुपकारिणः ( અનુપકારી ) अगुणस्य ( ગુણ રહિત ) सतः (સન્તામાત્ર) पुंसः (પુરૂષને) अपार्थकम् (વ્યર્થ) तस्यार्थम् (તેના માટે) चरति ( ચેષ્ટા કરે છે )

(ભાષ્ય તાત્પર્ય) ગુણવાળી અને ઉપકાર કરવાવાળી પ્રકૃતિ નાનાપ્રકારના ઉપાયોદ્વારા અનુપકારી પુરૂષને માટે ચેષ્ટા કરે છે દેવ, મનુષ્ય, પશવાદિ યોનીઓમાં સંબંધ કરાવી અને સુખ, દુઃખ, મોહ ભાવ તથા શબ્દાદિ વિષયોને પ્રાપ્ત કરાવે છે. પછી પુરૂષને એ રીતે જ્ઞાન કરાવે છે કે, હું અન્ય છું, અને પ્રકૃતિ અન્ય છે, જ્યારે પુરૂષને ભેદ જ્ઞાન થાય છે. ત્યારે પ્રકૃતિ તેનાથી દૂર હટી જાય છે. વાસ્તવિક રીતે પરોપકારી પુરૂષની પેઠે પ્રકૃતિ પણ નિરંતર ઉપકારની ઇચ્છા ન કરતાં નિત્ય પુરૂષની ઇચ્છા પૂર્ણ કરે છે. ॥ ૬૦ ॥

प्रकृतेः सुकुमारतरं न किञ्चिदस्तीति मे मतिर्भवति ॥
या दृष्टास्मीति पुनर्न दर्शनमुपैति पुरुषस्य ॥६१॥

(અર્થ) प्रकृतेः (પ્રકૃતિથી) सुकुमारतरम् (અત્યન્ત-કોમલ) किञ्चित् नास्ति (કોઈપણ વસ્તુ નથી) इति (આવી) मे (મારી) मतिः (બુધ્ધિ) भवति (છે) या (જે પ્રકૃતિ) दृष्टा—अस्मि (હું પુરૂષદ્વારા જોવાઈ ગઈ છું) इति ( આવી રીતે ) तदा (ત્યારે) पुनः (ફરીથી) पुरुषस्य (પુરૂષને) न (નહિ) उपैति પ્રાપ્ત કરે છે.) ॥

(ભાષ્ય તાત્પર્ય) મારી બુધ્ધિમાં પ્રકૃતિથી કોઇપણ સુકુમાર વસ્તુ નથી કારણ કે પ્રકૃતિ પુરૂષ ઉપર ઉપકાર કરે છે. અને જ્યારે તેને ખબર પડે છે કે હું પુરૂષ દ્વારા જોવાઇ ગઇ છું ત્યાર બાદ તે પુરૂષને દૃષ્ટિ ગોચર થતી નથી. અને જે પુરૂષને વિવેક જ્ઞાન થાય છે તેનાથી તે પ્રકૃતિ દૂર રહે છે. અહિં ઇશ્વરવાદી ઇશ્વરનેજ કારણ માને છે અને કહે છે કે, "અજ" જે જીવાત્મા છે તે, અસમર્થ હોવાથી ઇશ્વરદ્વારા પ્રેરણા પામેલો જીવા સ્વર્ગ અથવા નરકનો ભોગ ભોગવે છે. માટે જીવને સંસારી ભોગ અને મોક્ષ આપવામાં ઇશ્વર કારણ છે. સ્વભાવવાદી સાંખ્યાચાર્ય કહે છે કે, સ્વભાવ તેજ સર્વનું કારણ છે; કારણ કે, હંસોને શ્વેત રંગોવાળા કોણે બનાવ્યા? તથા મોરને ચિત્ર વિચિત્ર રંગવાળો બનાવનાર કોણ હતો? અર્થાત્ સ્વભાવજ કારણ હવે પૂર્વોકત સિધ્ધાન્તનું અહિં ખંડન કરે છે અને કહે છે કે, નિર્ગુણ હોવાથી ઇશ્વર સગુણ પ્રજાને ઉત્પન્ન કરી શકે નહિ, અને નિર્ગુણથી સગુણ જગતની ઉત્પત્તિ સંભવે નહિ અને જીવાત્મા પણ નિર્ગુણ છે. માટે તેનાથી પણ પ્રજોત્પતિ થઇ શકે નહિ. આ હેતુથી સગુણ પ્રકૃતિથી સગુણપ્રજાની ઉત્પત્તિ થાય છે અને તેની પુષ્ટિમાં તેઓ કહે છે કે, શુકલવર્ણવાળા તંતુઓથી શુકલ વસ્ત્ર થાય છે અને કાળા તંતુઓથી કાળો વસ્ત્ર થાય છે માટે ત્રિગુણાત્મક પ્રકૃતિથી ત્રિગુણ સ્વરૂપવાળું જગત બને છે અને કાલવાદી સાંખ્યાચાર્યો તો કાલનેજ જગતનું કારણ માને છે. વાસ્તવિક રીતે અવલોકન કરવાથી સાંખ્ય શાસ્ત્રમાં *ઇશ્વરનું સ્થાનજ નથી. ॥૬૧॥

* ईश्वरासिद्धेः-ईदृशेश्वरसिद्धिःसिद्धा-प्रमाणाभावान्नतत् सिद्धिः તાત્પર્ય એ છે કે, જન્ય પ્રત્યક્ષનો વિષય ઇશ્વર નથી ઇદ્રિય જન્ય ને જન્ય પ્રત્યક્ષ. કહે છે. सांख्यसूत्राणि. ॥

तस्मान्न बध्यते नापि मुच्यते नापि संसरति कश्चित् ॥
संसरति बध्यते मुच्यते च नानाश्रया प्रकृतिः ॥६२॥

(અર્થ) तस्मात् ( તેથી ) कश्चित् (કોઇ પુરૂષ) न (ન) अपि (પણ) बध्यते (બંધાય છે) न (ન) मुच्यते (મુક્ત થાય છે) अपि (અને) न ( ન ) संसरति ( સંસારી થાય છે ) नानाश्रया ( અનેક યોનીઓમાં આશ્રય કરનારી) प्रकृतिः ( પ્રકૃતિ ) बध्यते ( બંધાય છે ) मुच्यते (મુક્ત થાય છે)

(ભાષ્ય તાત્પર્ય) પુરૂષ બંધાતો નથી તેમ મુકત પણ થતો નથી. તથા જન્મ મરણ રૂપી સંસારને પણ પ્રાપ્ત થતો નથી. પ્રકૃતિતેજ દેવ, મનુષ્ય, પશ્વાદિ યોનીઓના આશ્રયભૂત બુધ્ધિ, અહંકાર, પંચતન્માત્રા, એકાદશ ઇન્દ્રિય અને પંચ મહાભૂતોને પ્રાપ્ત થઇ બંધાય છે. અને મુકત પણ થાય છે. જ્યારે પુરૂષ સ્વભાવથી મુકત છે, અને સર્વગત છે તો પછી સંસારને પ્રાપ્ત કેમ કરે છે? તેને ઉપાધિ વશાત્ સંસારીપણું છે વાસ્તવિક રીતે પુરૂષને ભેદ જ્ઞાન થાય છે પુરૂષને તો પોતાના માટે બંધ તથા મોક્ષ બન્ને નથી. ॥૬૨॥

रूपैः सप्तभिरेव तु बध्नात्यात्मानमात्मना प्रकृतिः ॥
सैव च पुरुषार्थं प्रति विमोचयत्येक रूपेण ॥६३॥

(અર્થ) प्रकृतिः (પ્રધાન) आत्मना (પોતાના) आत्मानम् (સ્વરૂપને) सप्तभिः (સાત) रूपैः (રૂપોવડે) एव (નિશ્ચય કરી) बध्नाति (બાંધે છે) च (અને) सा (તે પ્રકૃતિ) एव (નિશ્ચય પૂર્વક) पुरुषार्थम् (પુરૂષને માટે) एकरूपेण (એક રૂપ જ્ઞાન વડે) प्रतिविमोचयति (પુરૂષને છોડાવે છે)

(ભાષ્ય તાત્પર્ય) બંધન કારક પ્રકૃતિના સાત રૂપો ધર્મ, વૈરાગ્ય, ઐશ્વર્ય, અધર્મ અજ્ઞાન, અવૈરાગ્ય, અનૈશ્વર્ય, આ સાત રૂપોવડે પ્રકૃતિ પોતાને બાંધે છે અને પુરૂષનું કાર્ય સિધ્ધ થયા બાદ પૂર્વોક્ત બંધનોથી જ્ઞાન પ્રાપ્ત કરી અને એક રૂપવડે મુકત થાય છે. ॥૬૩॥

एवं तत्त्वाभ्यासान्नास्मि न मे नाहमित्यपरिशेषम् ॥
अविपर्ययाद्विशुद्धं केवल मुत्पद्यते ज्ञानम् ॥६४॥

(અર્થ) न (નહિ) मे (મારૂં) अस्ति (છે) न (નહિ) अहम् (હું) अस्मि (છું) न (નહિ) किञ्चित् (કાંઇક) अस्ति (છે) एवम् (આવી રીતે) अविपर्ययात् (સંશય રહિત) तत्त्वाभ्यासात् (પચીસ તત્ત્વોના અભ્યાસથી) अपरिशेषम् (અહંકાર રહિત) विशुद्धम् (અત્યંત શુધ્ધ) केवलम् (મોક્ષને આપનાર) ज्ञानम् (આત્મજ્ઞાન) उत्पद्यते (ઉપજે છે)

ભાષ્ય તાત્પર્ય) પૂર્વોકત ક્રમદ્વારા પચીસ તત્ત્વોના અભ્યાસથી જ્ઞાન આવી રીતે ઉત્પન્ન થાય છે. "આ પ્રકૃતિ છે," 'આ પુરૂષ છે' પ્રકૃતિથી પુરૂષ ભિન્ન છે, આ પાંચ તન્માત્રાઓ અને આ અગીઆર ઇન્દ્રિયો છે, આ પૃથિવ્યાદિ પંચ મહાભૂતો છે. આવી રીતે તત્ત્વોનું ભેદજ્ઞાન જ્યારે પુરૂષને ઉત્પન્ન થાય છે, ત્યારે પુરૂષને આવો અનુભવ થાય છે, કે, આ મારાં તત્વો નથી. અને હું પણ તત્ત્વ રૂપ નથી, અને આ પ્રત્યક્ષ શરીર પણ મારૂં નથી. હું આ તત્ત્વોથી ભિન્ન છું, અને મારાથી આ તત્ત્વો પૃથક છે, મારે આ સાથે કોઇ જાતનો સંબંધ નથી હું અભિમાન રહિત, સંશય શૂન્ય, શુધ્ધ સ્વરૂપ અને મોક્ષ રૂપ છું. આવી રીતનું જ્ઞાન સાંખ્ય શાસ્ત્રમાં મોક્ષનું કારણ છે. આ જ્ઞાનદ્વારા પુરૂષને મોક્ષ પ્રાપ્ત થાય છે. ॥ ६४ ॥

तेन निवृत्तप्रसवामर्थवशात् सप्तरूपविनिवृत्ताम् ॥
प्रकृतिं पश्यति पुरुषः प्रेक्षकवदवस्थितः स्वस्थः ॥६५॥

(અર્થ) अर्थवशात् (અર્થના વશાથી એટલે પ્રયોજન સિધ્ધથવાથી) निवृत्तप्रसवाम् (પ્રસવ ધર્મથી નિવૃત્ત થયલી) च (અને) सप्तरूपविनिवृताम (નિવૃત્ત થઇ ગયા છે, સાત રૂપ જેના એવી) प्रकृतिम् (પ્રકૃતિને) तेन (તે કારણથીજ) ज्ञानेन (જ્ઞાન દ્વારા) स्वस्थः (અક્રિય થઇને) अवस्थितः (સ્વસ્થ રહયો છતો) पुरुषः (ચેતન આત્મા) प्रेक्षकवत् (દષ્ટાની પેઠે) पश्यति (જુએ છે)

(ભાષ્ય તાત્પર્ય) જ્યારે પુરૂષ આત્મજ્ઞાન પ્રાપ્ત કરે છે, ત્યારે વિશુદ્ધ જ્ઞાન દ્વારા પ્રેક્ષકની માફક પ્રકૃતિને જુએ છે, જેમ સભાનો પરીક્ષક સ્વસ્થ તથા ઉદાસીન બની, પોતાના આસન ઉપર બેસીને સભા તથા નર્તકીને જુએ છે. તેવી રીતે આત્મા પણ નર્તકી રૂપી, પ્રકૃતિને જુએ છે. બુધ્ધિ, અહંકારાદિ કાર્યો જેના નિવૃત થઇ ગયા છે, અને બંધનના હેતુઓ પણ જેના નિવૃત થઈ ગયા છે. એવી પ્રકૃતિ છે. ॥ ૬૫ ॥

दृष्टा मयेत्युपेक्षक एको दृष्टाहमित्युपरमत्यन्या ॥
सति संयोमेंऽपि तयोः प्रयोजनं नास्ति सर्गस्य ॥६६॥

(અર્થ) अहम् (હું) उपेक्षकः (સાક્ષી રૂપ) एघः (એક છું) मया (મારાવડે) अन्या (પૃથક ધર્મવાળી પ્રકૃતિ) इति (આવી રીતે) दृष्टा (જોવાઇ છે) अपि (નિશ્ચય) उपरमति (ઉપરામ ને પ્રાપ્ત થાય છે) तयोः (તે પ્રકૃતિ પુરૂષનો) संयोगे सति (સંયોગ થયે છ તે) सर्गस्य (સૃષ્ટિનું) प्रयोजनम् (પ્રયોજન) नास्ति (નથી)

(ભાષ્ય તાત્પર્ય) જેમ કોઇ સાક્ષી પુરૂષ સભાને જોઇ, ત્યાર બાદ આમ કહે કે, મેં સભા તથા નર્તકીને જોઇ લીધાં તથા તેમના ગુણોને પણ જાણી ગયો છું. તદુપરાંત ઉપરામને પ્રાપ્ત કરે છે. તેમ શુધ્ધાત્મા કેવળ પુરૂષ પૂર્વોકત પ્રકૃતિના નાચને જોઇ, વિરામ પામે છે. અને પ્રકૃતિ પણ કહે છે કે, કેવળ શુધ્ધ પુરૂષદ્વારા હું જોવાઇ ગઇ છું, એટલે મારી કુટીલતાને પુરૂષે જાણી લીધી છે. આમ સમજી પ્રકૃતિ પણ પુરૂષથી ઉપરામને પામે છે માટે પુરૂષના સમીપ પ્રકૃતિ જતી નથી, પ્રકૃતિ એક છે. અને ત્રણે લોકોની ઉત્પતિનું કારણ છે. અર્થાત મૂળ પ્રકૃતિજ જગતનું કારણ છે. ॥ ૬૬ ॥

सम्यग् ज्ञानाधिगमाद् धर्मादीनामकारणप्राप्तौ ॥
तिष्ठति संस्कारवशाच्चक्रभ्रमवद् धृत्तशरीरः ॥६७॥

(અર્થ) सम्यग्ज्ञानाधिगमात् (યથાર્થ આત્મજ્ઞાનની પ્રાપ્તિ થવાથી) धर्मादीनाम् (ધર્માદિકોની) अकारणप्राप्तौ (કારણ વિના પ્રાપ્તિ થએ છતે)

संस्कारवशात् ( સંસ્કારના વશથી ) धृतशरीरः ( શરીર ધારણ કરનાર યોગી ) चक्रभ्रमवत् (કુંભારના ચાકની માફક) तिष्ठति (રહે છે.)

(ભાષ્ય તાત્પર્ય) (પ્રશ્ન) પુરૂષને જ્ઞાન પ્રાપ્ત થયા બાદ મોક્ષ થાય છે તો મને મોક્ષ કેમ પ્રાપ્ત થતો નથી ?

(ઉત્તર) યદ્યપિ પચીસ તત્ત્વોના જ્ઞાનનું નામજ સમ્યક્ જ્ઞાન છે. છતાં પણ સંસ્કારોના વશથી યોગી પુરૂષ શરીરને ધારણ કરવા છતાં કુંભારના ચક્રની માફક ભ્રમણ કરે છે. એટલે પ્રારબ્ધ કર્મવશાત સંસાર ચક્રમાં ભ્રમણ કરે છે. અને જ્ઞાની પુરૂષ વિના કારણ ધર્માદિકોને પ્રાપ્ત કરી સંસાર બંધનને પ્રાપ્ત થતો નથી. કારણ કે સાત રૂપોવાળા જે ધર્માદિકો છે તેઓ આત્મજ્ઞાન દ્વારા ભસ્મીભૂત થાય છે. જેમ અગ્નિથી બળેલ ધાન્યબીજમાં અંકુરો ઉત્પન્ન કરવાની શકિત રહેતી નથી તેમ જ્ઞાન દ્વારા દગ્ધ થયલા ધર્માદિકો પણ જન્મ મરણના હેતુઓ થઇ શકતા નથી. અર્થાત્ જ્ઞાની પુરૂષ જન્મ મરણના ચક્રમાં આવતો નથી. ॥૬૭॥

प्राप्ते शरीर भेदे चरितार्थत्वात् प्रधानविनिवृत्तौ ॥
ऐकान्तिक मात्यन्तिक मुभयं कैवल्यमाप्नोति ॥ ६८ ॥

(અર્થ) चरितार्थत्वात् (કૃતકૃત્ય થવાથી) शरीर भेदे (શરીરનોનાશ) प्राप्ते (થયે છતે) प्रधानविनिवृत्तौ (પ્રધાનની નિવૃત્તિ થયે છતે) आत्यन्तिकम् ( અત્યન્ત ) ऐकान्तिकम् (નિત્ય એવી) उभयम् (બન્ને ગુણવાળી) कैवल्यम् (મુકિત) आप्नोति (પ્રાપ્ત કરે છે.) ॥

(ભાષ્ય તાત્પર્ય) જ્યારે જ્ઞાનની પ્રાપ્તિ થાય છે, ત્યારે ધર્માધર્મનું કારણ જે સંસ્કાર તે નાશ પામે છે. વર્તમાન દેહપાત થયા બાદ જ્ઞાની પુરૂષ કૃતકૃત્ય થયા પછી પ્રધાનની નિવૃત્તિ થાય છે. ત્યારે જ્ઞાની પુરૂષને ઐકાન્તિક અને નિત્ય મુકિત પ્રાપ્ત થાય છે. ॥૬૮॥

पुरुषार्थं ज्ञानमिदं गुह्यं परमर्षिणा समाख्यातम् ॥
स्थित्युत्पत्तिप्रलयाश्चित्यन्तेयत्रभूतानाम् ॥ ६९ ॥

(અર્થ) इदम् ( આ ) गुह्यम् ( ગુપ્ત ) पुरुषार्थज्ञानम् ( પુરૂષાર્થનું જ્ઞાન) यत्र (જેમા) भूतानाम् ( પ્રાણીઓના ) स्थित्युत्पत्तिप्रलयाः (સ્થિતિ,

ઉત્પત્તિ, અને પ્રલયનો) चिन्त्यन्ते (વિચાર થયલો છે) परमर्षिणा (પરમ ઋષિ કપિલદ્વારા) समाख्यातम् (કહેવાયું છે) ॥

(ભાષ્ય તાત્પર્ય) પુરૂષાર્થ નામ મોક્ષનું છે, તે મોક્ષને માટે અતિ ગોપનીય જ્ઞાન મહર્ષિ કપિલદેવજીએ કહ્યું છે કે, જેમાં પ્રાણીની ઉત્પત્તિ, સ્થિતિ, અને પ્રલયનો વિચાર છે, તે વિચાર કરવાથી પૂર્ણતયા પચીસ તત્ત્વોના જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. કપિલ મુનિકૃત સાંખ્યશાસ્ત્રના અભ્યાસથી "જીવો" સંસાર બંધનથી મુક્ત થાય છે. ॥૬૯ઇ

एतत्पवित्रमग्र्यं मुनिरासुरयेऽनुकम्पया प्रददौ ॥
आसुरिरपि पञ्चशिखाय तेन च बहुधा कृतं तन्त्रम् ॥ ७० ॥

(અર્થ) एतत् (આ સાંખ્ય શાસ્ત્ર) पवित्रम् (અત્યંત પવિત્ર) अग्र्यम् (તથા છ શાસ્ત્રોમાં મુખ્ય) मुनिः (કપિલ મુનિ) अनुकम्पया (દયા કરી) आसुरये (આસુરી મુનિ માટે) प्रददौ (શાસ્ત્રજ્ઞાન અર્પણ કર્યું) आसुरिः (આસુરિનામના મુનિ) अपि (નિશ્ચય પૂર્વક) पञ्चशिखाय (પોતાના શિષ્ય પંચશિખાચાર્યને માટે તત્ત્વોપદેશ અર્પણ કર્યું) तेन (તે પંચશિખાચાર્યે) बहुधा (ઘણા પ્રકારથી) तन्त्रम् (આ શાસ્ત્ર) कृतम् (વિસ્તૃત કર્યું) ॥

(ભાષ્ય તાત્પર્ય) સંપૂર્ણ જ્ઞાનોમાં પવિત્ર ને પ્રધાન પચીસ તત્ત્વોનું જ્ઞાન છે. આ મોક્ષનું પરમ સાધન છે. આ જ્ઞાન કપિલદેવે આસુરિ નામના મુનિને કહ્યું. અને આસુરિ મુનિએ પોતાના પંચશિખ નામના શિષ્યને ઉપદેશ કર્યો, અને પંચશિખાચાર્ય મુનિ આ શાસ્ત્રનો ખુબ પ્રચાર કરી ખ્યાતિને પામ્યા. ॥૭૦॥

शिष्य परंपरयागतमीश्वर कृष्णेन चैतदार्याभिः ॥
संक्षिप्तमार्यमतिना सम्यग्विज्ञाय सिद्धान्तम् ॥ ७१ ॥

(અર્થ) एतत् (આ શાસ્ત્ર) आर्यमतिना (શ્રેષ્ઠ બુદ્ધિવાળા) ईश्वर कृष्णेन (ઇશ્વર કૃષ્ણે) शिष्यपरं परया (શિષ્ય પરંપરાદ્વારા) आगतम्

(આશાસ્ત્ર પ્રાપ્ત કર્યું) सिद्धान्तम् (સિધ્ધાન્તને) सम्यक् (સારી રીતે) विज्ञाय (જાણીને) आर्याभिः (આર્યા છંદોવડે) संक्षिप्तम् (ટુંકામાં રચ્યું) ॥

(ભાષ્ય તાત્પર્ય) પૂર્વોક્ત પચીસ તત્ત્વોનું જ્ઞાન ગુરૂ શિષ્ય પરંપરાથી ઇશ્વરકૃષ્ણને પ્રાપ્ત થયું, તે શ્રેષ્ઠ બુદ્ધિવાળા ઇશ્વરકૃષ્ણે આ શાસ્ત્રને આર્યા છંદમાં સંક્ષેપથી નિરૂપણ કર્યું ॥૭૧॥

सप्तत्यां किल येऽर्थास्तेऽर्थाः कृत्स्नस्य षष्ठितन्त्रस्य ॥
आख्यायिकाविरहिताः परवादविवर्जिताश्चापि ॥ ७२ ॥

(અર્થ) सप्तत्याम् (સીંતેર કારિકાઓમાં) किल (નિશ્ચય પૂર્વક) ये (જે) आर्थाः (અર્થો) ते (તે) आर्थाः (અર્થો) कृत्स्नस्य (સંપૂર્ણ) *षष्ठितन्त्रस्य (સાઠ તત્ત્વોનું સાર છે.) आख्यायिकाविरहिताः (વાર્તાઓથી વિરહિત છે) चापि (અને) परवादविवर्जिताः (પર પક્ષખંડન રહિત છે) ॥

(ભાષ્ય તાત્પર્ય) સાઠ તત્ત્વો સંબંધિ જ્ઞાન આ શાસ્ત્રમાં સંક્ષેપથી સીંતેર કારિકામાં ઇશ્વરકૃષ્ણે નિરૂપણ કર્યું છે. આ શાસ્ત્ર મનુષ્ય માત્રના મોક્ષનું સાધન છે. ॥૭૨॥

इति श्री पंडित मोतीराम वेलजी शर्मा.

कृतसरस्वती भाषा टीका सहिता ईश्वरकृष्णविरचिता
सांख्य कारिका समाप्ता ॥

"શુભં ભૂયાત્"

---

* આ ગ્રંથ પંચશિખાચાર્યે રચ્યો છે.

ऋष्यंकनिधिचंद्राब्देमासेचैत्रेपरेदले ।
विदुषामोतीरामेण भाषाविवरणं कृतम् ॥

છપાય છે ! છપાય છે !!

# कपिलकथा-संग्रह.

આ પુસ્તક થોડા સમય બાદ છપાઈ બહાર પડશે.

તેમાં વૈરાગ્યયુકત કપિલસૂત્રોક્ત રસપ્રદ

કથાઓનું સુંદરરીતે વર્ણન કર્યો છે,

માટે આ-બાલ-વૃધ નર-નારીઓને

આનંદકારક તથા ઉપયોગી

થશે.

વિનિતઃ-

પંડિત મોતીરામ વેલજી.

આ પુસ્તક જોશી વેલજી મુલજી, ભગવતી પ્રીં. પ્રેસના મેનેજરે દાણાબંદર ભરૂચ સ્ટ્રીટમાં છાપ્યું અને પંડીત મોતીરામ વેલજીએ કોલીવાડા, પુંજા ભાણજીના માળામાંથી પ્રગટ કર્યું.